રોમરોમ દહે દુઃખમાં રે, જરીએ રહ્યું નવ જાય,
જળ વિણ જેવું માછલું જીવન તરફડતું સીઝાય રે;
વ્હાલિડા! સંત એ પ્યાસા દેવના એ જી.

ખરતાં સૂકાં પાંદડાં રે ઉડતાં વાયુ માંહિ હોય,
તન ગમે ત્યાં જઈ પડે, ત્રિભુ એની એને ગમ ન્હોય રે;
વ્હાલિડા! સંત એ પ્યાસા દેવના એ જી.

૧૫

લગની લગાડો હવે માલેક સાથે રે,
ચિંતાના ચિંતવન મૂકો રે;
ભૂલવણીની એ સહુ ભ્રમણા ઘો ટાળી રે,
સ્વપ્નજાળે નવ ચૂકો રે;
લગની લગાડો હવે માલેક સાથે રે.

આદ્ય અંતે સૃષ્ટિ ન હોતી—ન હોશે રે,
મધ્યે યે મહાજન નવ માને રે;
અંગેઅંગ એનાં ઊંડાં અવલોકી રે
સસલાનાં શૃંગ સમ જાણે રે;
લગની લગાડો હવે માલેક સાથે રે.

વંધ્યાનો પુત્ર જોને! વિસ્તાર પામ્યો રે
હું-તુંભેદના સહુ ભાવે રે,
પળમાં ઉઠી ઉઠી લય થાય પળમાં રે,
સાથે ત્રય લોકને નચાવે રે;
લગની લગાડો હવે માલેક સાથે રે.

ભીંતનાં ચિત્રો આ તો પુષ્પનાં ગુચ્છો રે,
હોય સાચાં, લાગે એવાં રે,
મધુરમધુ એમાં સુવાસ ન હોયે રે,
ભોળા ભ્રમર ! ન જા તું લેવા રે;
લગની લગાડો હવે માલેક સાથે રે.

સરોજવદને આ તો ઝાકળનાં બિંદુ રે,
સાચાં મોતી એ નવ માનો રે,
સૂરજકિરણે બધાં શોષાઈ જાતાં રે
શોધ્યો ન જડશે એક દાણો રે;
લગની લગાડો હવે માલેક સાથે રે.

સૃષ્ટિના મોહ સર્વે પિશાચી પીડા રે,
કલ્પિત ભ્રમ એ ભમાવે રે;
સૂરજાકરણે ત્રિભુ અલોપ અંધારાં રે,
પાછાં નજરે તને નાવે રે;
લગની લગાડો હવે માલેક સાથે રે.

## ૧૬

એ ભક્તિનો પરિપાક થાતાં સ્થૂલ ઉપાધિ છૂટતી,
ને દેવ ભક્તો જૂજવા એ ભાવના ઉડી જતી;
એ ભાવના ઉડી જતાં આ ઉર્વિ સ્થાવર જંગમે
અંતરિક્ષ સ્વર્ગે એકલો એ ભક્ત આત્મા બની રહે.

એ આત્મ આ લીલાં અરણ્યો લીલમગાલીચા સમાં,
જ્યાં હરિણુ ને સિંહના શિશુ તજી વેર સાથે લોટતાં;

શ્રી કૃષ્ણના મુગટ સમા કેકી કળા જ્યાં પૂરતા,
ને ઢેલડીની સાથ નૃત્યે પ્રેમતાર જમાવતા.

એ આત્મ છે આ વિટપનો વિસ્તાર વિસ્તરતો બધે,
નિર્દોષ ભાવે અટ્ટહાસ્યે જેહ દિશદિશ ઉછળે ;
એને ઊંડે ઉર જોઉં માળે પંખીઓનાં પારણાં,
જ્યાં હીંચતાં નાજુક અંગે નયન એ ચમકાવતાં.

એ આત્મ છે આ શાંત મુનિ સમે પ્હાડ મોટા જે ઉભા,
આછાં પયોદ શી ભસ્મ એણે ધારી લીધી ભાલમાં ;
ને રોમરાજી સમી ઘેરી વૃક્ષરાજી ડોલતી,
ગાંભીર્યમાં લીલા અલખની એહ સુંદર શોભતી.

એ આત્મ છે આ સરિત સરવર ભર્યાં નીરે નિર્મળાં,
પ્રતિબિંબ કંઈ વૃક્ષો તણાં તટવિહંગનાં ઉર ધારતાં ;
જે તીર આવી માગી લે તેની તૃષા સહુ બૂઝવે,
સમવિષમ એને ઉર નહીં, એમ તૃપ્તિનું લ્હાણું કરે.

એ આત્મ છે આ અનિલ જે ભૂગોળને વીંટી પડયો,
ને સ્થાનસ્થાને ચંડ શીતળ મધુર રૂપ જે ઉડતો ;
ને ક્યાંક ઘનપટ માંહિ વિદ્યુતવૃંદને ચમકાવતો,
ને નિજ ઉરે ચમકાર એહ સમેટી લઇને ધારતો ;

ને ક્યાંક ઉદધિને ઉછાળી ઘોર કરી મૂકી ગર્જના,
એ ગર્જનાને ઉર ધારી દિગંતે પડઘા જતા ;
ને ક્યાંક પર્ણપર્ણ ડાળેડાળ તરુતરુ ગૂંથતો,
ને ક્યાંક કુમળી લતાકુંજે ફૂલફૂલને ચૂમતો ;—

રે ! શું કહું ! આ સૃષ્ટિ કણકણ જીવજંતુ તમામમાં
એ શ્વાસ રૂપે જો ! સ્ફુરે; ધરી સૂક્ષ્મ દેહો જૂજવા;
માનવ પશુ વિહંગ વિટપો—વિશ્વરાજી સર્વમાં
એ શ્વાસઉચ્છ્વાસે રમે, જ્યાં જોઉં ત્યાં સમરસસીમા.

એ આત્મ આ સહુ દેવ, ભાર્ગવજ્યોત જે જગ ઝળહળે,
એ ભુવન ત્રણ, એ ચૌદ લોક, બ્રહ્માંડનાં પડપડ બધે ;
એ વિષ્ણુ ને શિવ, એ જ તેત્રીશ કોટી દેવની મંડળી,
બ્રહ્માથી માંડી રેખ તૃણની આત્મની ફૂલમંડળી.

નહિ કાળ કે નહિ દિશા એને એક ક્ષણ લોપી શકે,
સહુ કાળ ને સહુ દિશા એમાં જંતુ ઝીણાવત વસે ;
ન ગપાય મનબુદ્ધિ થકી, એવું અનુપમ વિસ્તર્યું,
જ્યાં જોઉં ત્યાં સમ સ્થિર ભીતર બ્હાર અદ્ભુત એ રહ્યું.

અદ્ભુત છે એ આત્મ, ને એથી અનંત અગાધ શો,
અવિનાશી અવિગત અચળ સમરસ અલખ અનુપમ વિસ્તર્યો ;
જ્યાં વાણુ ચારે ગુણત્રય નહિ, કાર્યકારણ કંઇ નહીં,
નહિ દૃષ્ટિદર્શન, એક આત્મા વિના બીજું કંઇ નહીં.

એ છે હતો નિત્યે હશે, ને શૂન્યશિખરે જ્યોતિ એ
જો ! એકશિખ ને અડોલ ને એક જ પ્રભાએ ઝળહળે ;
એ દેવનો મહાદેવ છે, ને एकमेवाद्वितीयम् એ,
એ બ્રહ્મનો પરિબ્રહ્મ છે, ને આત્મનો પરમાત્મ એ.

૧૭

એ રીત સાંઝ સવાર કંઇ કંઇ જ્ઞાનગોઠડી માંડતા,
ને આપણે વિધવિધ પ્રદેશે વાતમાં ઝૂકાવતા ;

નહિ શુદ્ધિબુદ્ધિ, ન ભાન ભૂખતૃષા તણું લેશે થતું,
સ્થિર શ્વાસ થંભી જાય, એવું એકરસ દિલ થઇ જતું.

થઇ જતું હતું આ સૃષ્ટિનું એકત્વ હું–તું ઉરમાં,
જાણે સકલ બ્રહ્માંડ માંહી આત્મ નિજ વિલસી રહ્યા;
નિજ આત્મ એ ઉદધિ સમા અગણિત લહરે મ્હાલતા,
નિજ ઉર્મિમાં કંઇ નાવડાંને પ્રેમથી ઝૂલાવતા.

હું–પાર્થનું એ જ્ઞાન સુર ઓ! કૃષ્ણ–તું જાતાં ગયું,
ને ઘોર ઘોર તિમિર ભીતર બ્હાર આ રેલી રહ્યું;
પૌરૂપ રહ્યું નથી નામ, જીવન ડૂબતું અંધકારમાં,
ને ઉર આ અટવાય, અંગેઅંગ દહતાં દાહમાં.

એ માર્ગ તુજ સમ શૂરનો, નિજનું બધું યે હોમવું,
ને દૈવઇચ્છામાં વહી નિજ ઉરને સંતોખવું;
આકાશપૃથ્વિ સમેટી લેઇ, સમેટી દિલની સૃષ્ટિ આ,
જે બ્રહ્મની જ્વાળા મહીં દિલમગ્ન ફકીર જલાવતા.

ઓ સુર! તુજ સમ નથી શૂરો, દેવ, તું–હું માનવી,
સમજાવ્યું જ્ઞાને વર્તને, પણ દુઃખમાં જઉં છું દબી;
ગિરિ કોઇ શિર તૂટી પડે તો હું દબાઉં ન એટલો,
ઓ વીર! તારા વિરહના દુઃખે દબાયો જેટલો.

મુજ કલ્પનાની સૃષ્ટિઓ પ્રિય! તું પળતાં ગઈ પળી,
ને સ્નેહલીલી મુજ કવિતા શોકઝાંખી થઇ રહી;
મુજ દુઃખદાવાનળ તણી ઝાળે જગત સંધું જળે,
જ્યાં જ્યાં મૂકું હું દૃષ્ટિ, ત્યાં ત્યાં વિરહ તુજ જો! ઉછળે.

## ૧૮

હોય હંસની જાત, અમૂલાં મોતી ચૂગે દિનરાત ;
બગલાંઓ એને અડે નહીં,
વ્હાલિડા રે ! શું સમજાવું ?

હોય ક્ષત્રીની જાત, ધર્મના યુદ્ધે કરે દેહપાત ;
હીજડાઓ રણે ચઢે નહીં,
વ્હાલિડા રે ! શું સમજાવું ?

હોય ભ્રમરની જાત, કમળના કુંજની લે તે બહાર ;
એ કાદવકીટ સમજે નહીં,
વ્હાલિડા રે ! શું સમજાવું ?

વ્રજગોપીની લહેર, વ્હાલિડા ! સ્થૂલપારની લહેર,
એનું સ્વપ્નું નુગરી સહે નહીં,
વ્હાલિડા રે ! શું સમજાવું ?

કર્યું ગીતાનું પાન, પારથે કૃષ્ણહૃદયનું પાન ;
એ રસ ભીલડાંને જરે નહીં,
વ્હાલિડા રે ! શું સમજાવું ?

બ્રહ્મરસ ભીના ભેદ, બ્રહ્મના બ્રહ્માંડ મહીના ભેદ ;
ત્રિભુ સંત સુભાગી સમજશે,
વ્હાલિડા રે ! શું સમજાવું ?

## ૧૯.

વ્હાલિડા ! સાચા શૂરા રે, જેની અચળ વૃત્તિ એકધારી
માથું મૂકી કોરે રે એ ખેલે બેહદની બહારી. ટેક.

અનળ પક્ષી સમ આભમાં ભરે અહર્નિશ ફાળ,
સ્થૂળ પૃથ્વિ પર ના કદી રે ધરે પરમ નિજ પાવ;
સુરતા સત્યે સમાયે રે, ઉતરે નહિ ફરી ઉતારી;
માથું મૂકી કોરે રે.

મલીન આસુરી મેઘનો અંતરમાં ધ્વનિ જાય,
શિર પછાડી કેસરી રે તત્ક્ષણ છાડે કાય;
કાયા નિજની રાખે રે, કેસરી નહિ, અન્ય વનચારી;
માથું મૂકી કોરે રે.

બ્રહ્મમોરલીનાદમાં મણિધર ડોલે વ્યાળ,
કરંડિયે ઝીંદગી કાઢતાં રે સાવ બની મુડદાલ
નિજપણાને ત્યાગી રે વીણાની પીતા ખુમારી;
માથું મૂકી કોરે રે.

ખરાં પ્રેમીલાં પોયણાં પીએ ચંદ્રનું નૂર,
શિર અભ્ર તૂટી પડે, કે દુઃખનાં વરસે પૂર,
ચૂરેચૂરા ઉર થાયે રે, ચૂકે નહિ તો ય ચંદ્ર જરી;
માથું મૂકી કોરે રે.

મહીમય જીવન ગાળતાં મંડૂક આઠે માસ,
જ્ઞાનઘટા નભ જાગતાં રે કરતાં જીવન પ્રકાશ;
સજીવન પૃથ્વી થાતી રે, ને ગાન ગાયે લલકારી;
માથું મૂકી કોરે રે.

સમજુ ચકોર સુહાગિયાં ભક્ષે તેજઅંગાર,
જીરવે અગન તેગ અંગમાં રે અનહદ છૂટે બહાર;
અગ્નિ અમૃત એને રે, જે દીયે જીવન ઉદ્ધારી;
માથું મૂકી કોરે રે.

અધરથી ઝડપે ચાતકો, કરે બ્રહ્મરસપાન,
પુષ્પિપડયા રસ ઉપરે રે મૂકે ન દૃષ્ટિ નામ :
જેને લગની લાગી રે ત્રિભુ રસની માણે બલિહારી;
માથું મૂકી ઠારે રે.

## ૨૦

હળાહળ વિષની ઝાળ, ધૂર્જટિ કંઠે ધરે વિષજ્વાળ,
નવ અમર અન્ય જીરવી શકે :
વ્હાલિડા રે ! શું સમજાવું ?

સોમવલ્લીનું પાન વ્હાલિડા ! શુદ્ધ બ્રાહ્મણે થાય,
એ અન્ય ઉદરે ના ટકી શકે ;
વ્હાલિડા રે ! શું સમજાવું ?

સિંહણ કેરાં દૂધ ઝીલવા હોય સુવર્ણનાં પાત્ર.
ના પીતળ પીળાં ગ્રહી શકે:
વ્હાલિડા રે ! શું સમજાવું ?

ભક્તહૃદયના ભાવ જીરવશે દિવ્ય દેશનાં બાળ,
નહિ પાર્થિવ દિલ ધારી શકે ;
વ્હાલિડા રે ! શું સમજાવું ?

અધર સોમ છે એહ પંખીની, મનવાણીની પાર,
ત્રિભુ પંગુ જન ના જઇ શકે ;
વ્હાલિડા રે શું સમજાવું ?

પંગુ પારાવાર મળી મનુષ્યની મેદની ;
પણ અમર સંતઅવતાર વિરલ હશે કો વિશ્વમાં.
ઓ દર્શનીય દેવ ! શે મુગટે ઓળખું ? સખા !
હું સમર્થનો સેવ, આપ એંધાણી કંઇ મને.

૧

સુહૃદ–સ્નેહજામ માહરો ફુટી ગયો ;
રસ અમૂલ માંહિનો અલોપ થઇ ગયો.

નામ માત્ર છે રહ્યું બ્રહ્માંડ સૂનું આ,
એહનું યે હીર મધુર એ હરી ગયો.

વિભ્રમે ચઢેલું આ દિગંત દેખું છુ,
એની પરમ શાન્તિ–પ્રસન્નતા હરી ગયો.

જોઉં શૈલવદન કજ્જલશ્યામતા ભર્યાં,
ઉજ્જ્વળ અંતર એહને એ દાહ દઇ ગયો.

ટળવળી પડે-ઢળે આ સ્નેહના ઝરા,
એહને યે મ્લાન નીરતા કરી ગયો.

રોમરોમ દીનતા ભરી હરિયાળી આ,
બાલિશ રમ્ય હાસ્ય એહનું હરી ગયો.

હરી ગયો તમામ પ્રભા વ્યોમ માંહિની,
નિઃસત્વ તારલાની મંડળી કરી ગયો.

પળપળે ઢળે ગરીબ ઉર્મિઓ દધિ,
એની ગભીર મસ્ત ગતિ એ હરી ગયો.

હરી ગયો શું ઇશ્કચમન–સ્વર્ગની હવા,
વેરાનમાં યે વહ્નિનું વહન કરી ગયો.

સમસ્ત વિશ્વ માંહિથી આત્મા સમેટીને
આ જીવનજંત્ર ત્રિભુનો ય તે લૂંટી ગયો.

૨

હમે દીન દુઃખિયારાં જી રે
તુજ વિરહઆગનમાં વસતાં. ટેક.

જલી ઉઠે છે જ્વલન જ્વાળે અંગોઅંગ હમારાં.
ગુરૂજી મારા! અંગોઅંગ હમારાં :
તુજ દર્શનનાં પૂરણ પ્યાસાં, સમર્થ સૃરજનહારા!
હમે દીન દુઃખિયારાં જી રે.

રડતાં રડતાં આંસુ ખૂટે, વરસે શોણિતધારા.
ગુરૂજી મારા! વરસે શોણિતધારા :
ક્ષીણ થઇને અટવાઇ ગયા આ આંખડલીના તારા :
હમે દીન દુઃખિયારાં જી રે.

ઝાઝું શું કહીએ? અંત ઘડી આ, વ્હાલમ! આવો વહેલા.
ગુરૂજી મારા! વ્હાલમ! આવો વહેલા :
દિલભર દર્શન દીઓ દ્વિજને. મુક્ત! ફરી ધો મેળા;
હમે દીન દુઃખિયારાં જી રે.

સજ્જડ બંધાયા જીવ આપણા, છૂટયે નહિ છૂટાયે.
ગુરૂજી મારા! છૂટયે નહિ છૂટાયે :
સારસ જોડી જૂજવી થતાંમાં ઝૂરી ઝૂરી મરી જાયે :
હમે દીન દુઃખિયારાં જી રે.

હુંતું તુંહું અભેદ એમ જ સિદ્ધ વચન એ તમારાં,
ગુરૂજી મારા! સિદ્ધ વચન એ તમારાં :
પ્રલયઝાળમાં મને ઝપેટી ગણી ગયો તું પોબારા :
હમે દીન દુઃખિયારાં જી રે.

શેષ રહેલું જીવન બાકી, એ હેમાવાનું હાવે,
ગુરૂજી મારા ! હેમાવાનું હાવે ;
આવ, આવ, ઓ માલિક મીઠા ! કેમ ત્રિભુવનને તાવે ?
હમે દીન દુઃખિયારાં જી રે.

૨

જેવો ગ્રીષ્મ કરાળ ઘોર ભડકા દિગંતમાં છોડતો,
ને જ્યાં ક્ષાર ભૂમિ મહી પ્રલયના વહ્નિ રહે વર્ષતો,
ત્યાં કો ચાતક મેઘબિંદુ રટતું ભૂંજાય પારેવડું,
જલ્પે એમ સખા ! સીઝે જ વિલપે વિયોગી આ દિલડું.

શેરી–શેરીએ સાદ પાડું–પુકારૂં તુજને ;
ઉત્તર તેં એકાદ સામો ન દીધો, સુરસિંહ !

વનવન વૃક્ષેવૃક્ષ વિલાપથી ગજવી વળ્યો ;
સુહાગી સુરની ચક્ષ મળી ન જોતાં મેદની.

લહરે લહર સમીર સુરભણકારે ભડકાવતી ;
આ અંતર બની અધીર મળવા દોડે મિત્ર મુજ.

એ રીત રહાંજ સવાર વલખાં માર્યાં વાયુમાં ;
પડઘાએ પળવાર મન ધીરજ ધરે ન સુર વિણે.

૪

સૂનાં નગરને વ્હાલા ! પડી હડતાળું રે,
હાટેહાટ તાળાંઓ દેવાણાં રે ;
કોણ ઉધારે હવે અમને અંહી આપે રે
કિરતાર નામનાં કરિયાણાં રે ?
સૂનાં નગરને વ્હાલા ! પડી હડતાળું રે.

સમૃદ્ધિએ ભરી તારી, સાહેબ! વખારો રે,
અંતરિક્ષ દેવોના હીરામોતી રે;
અરેરે! એના યે બધા બંધ દરવાજા રે,
અલોપ થઇ ગઇ ક્યાં જ્યોતિ રે?
સૂતાં નગરને વ્હાલા! પડી હડતાળું રે.

ઝોળી લઇને હું તો ઘરોઘર ભીખું રે,
કોઇ મને ટુકડો ન આપે રે;
કોઇના નેણાંમાં મારો સાહેબ ન દેખું રે,
બધે વેરાન ઘોર લાગે રે;
સૂતાં નગરને વ્હાલા! પડી હડતાળું રે.

દિલ દિવાનું મારૂં મસ્તાનું ઘૂમે રે,
એકલડું એ, અંતરજામી રે!
વિશ્રામ લેવાનું એને મળે ના ઠેકાણું રે,
જ્યાં જોઉં ત્યાં તાળાખીલી મારી રે;
સૂતાં નગરને વ્હાલા! પડી હડતાળું રે.

સૂની સૂની હાટડીઓ ને સૂની સૂની શેરીઓ રે,
સૂનો પડ્યો મહેલ, સૂની દરબારી રે;
સૂનાં તખત તારાં હીરાએ જડેલાં રે,
સુરા વિનોની ત્રિભુ સૂની બાદશાહી રે;
સૂનાં નગરને વ્હાલા! પડી હડતાળું રે.

સુરસિંહની સાથ બધ હૃદયબારી થઇ;
ઉઘડવાની વાત હાથ રહી એ હેતુને.

૫.

ભર્યાં બ્રહ્માંડ માંહિ જાણે હોઉં એકલો,
વેરાન આસપાસ, કાંઇ દેખતો નથી.

હું મત્સ્ય સ્વાદમોહથી વિંધાયો તું ગલે,
છોડી શકું ન એહ, સ્વાદ છૂટતો નથી.

દૃષ્ટિની સીમાં બધી બધાઇ કંટકે,
ભવાટવિનો માર્ગ વિષમ ખૂટતો નથી.

હું બપૈયો મેઘ રાતદિન સ્તવું તને,
મળે ન બુંદ એક, તાર તૂટતો નથી.

શોધું–ઢૂંઢું હું ક્યાં એ પરમ પ્રેમનો પ્રભુ ?
આ શૂન્ય જીવન સાવ, માર્ગ સૂઝતો નથી.

આધાર જીવનકમળનો રવિ–તું આથમ્યો,
ખૂટે ન રાત્રિ, તેમ જીગર ફૂટતું નથી.

સુભાગ્ય માહરું તું સંગમાં ગયું ઉડી,
વિધાત્રી ભાગી, પણ લલાટ ભાગતું નથી.

હું કુમુદ ચંદ્ર તું, વિયોગ નિસનો થયો,
અખંડ વિરહઅગ્નિ, કુમુદ બળી જતું નથી.

તેં જંત્ર વાઇ પાસલે ઘૂમ્યું કુરંગને,
સદાનો પાશ એહ, કાળ છોડતો નથી.

ભમી ભમી વેરાનમાં, જપી જપી તને,
ઝૂરી ઝૂરી જલાવું દેહ, દિલે બીજું નથી.

૬.

નયણાં ભરી દિનરાત એ મુખને નિરખ્યાં કરૂં,
અંતરનો અભિલાષ આધ અગારો એટલો.

મુજ હૈડાના હાર લગનીદોરે ગૂંથીને
સુરનો બનું શણગાર, મળે શાન્તિ તો મુજને.

વધેરી દેહી ને દેહ નૈવેદ્ય ધરિયે નાથને,
અધુરી તો યે એહ સુરની પૂજા માનશું.

હું દુહાગી ફકીર શહેનશાહ સુરસિંહનો:
રેડું રોજ રૂધિર બાંગેબાંગ પૂકારતો.

ગમે સહુને ગામ, ગસાણ અમારે મન વસ્યું,
આ અંતરનો આરામ મળે ખાખી જો ખાખમાં.

કારી સ્નેહના ઘાવ હૈયામાં ઝીલ્યા હશે,
દાહમજાની મોજ એ ધીર મર્દ કો માણશે.

અંતરના અભિલાખ પૂરા ન થાયે પણ હવે;
સૂરજ દેશે સાખ, કે ઝૂરતાં કાઢશું જીંદગી.

૭

અદ્દશ્યઆંગણે ઉભો તું, દ્રગ જૂવે નહીં,
આ નયન રાંક માહરૂં કહ્યું કરે નહીં.

ભણકાર તાહરા ભમે અનિલમાં બધે,
સુણવાને એહ શ્રવણ તો કહ્યું કરે નહીં.

પક્ષ્મનિમિષ આંખડી જૂવે છે રાહને,
મટકું એક મારવા કહ્યું કરે નહીં.

અગમ્ય વાસ તાહરા હું શોધવા મથું,
ઉપાડું પાવ, પણ હવે કહ્યું કરે નહીં.

પોકારૂં તને વિશ્વ વીંધી, બાંગ આહરે,
રૂંધાય કંઠ માહરો, કહ્યું કરે નહીં.

અંતરિક્ષમાં ઉડી તને મળું હું હોય ત્યાં,
પણ સ્થૂલ અંગ માહરાં, કહ્યું કરે નહીં.

આ પૃથ્વિ ચીરી માંહી ડૂબવા તને કહું,
કઠોરદિલ પૃથ્વિ પણ કહ્યું કરે નહીં.

ચગદી નાખો શૈલ! આ અભાગી અંગને,
પણ પત્થરોના એ પ્રભુ કહ્યું કરે નહીં.

દિશાઓ ડોલતી અનંતના મહીં વહે,
મને ન લેઇ જાય, કો કહ્યું કરે નહીં.

અડોલ એક બ્રહ્મ ઉભા, નિરખતા બધું,
વિભુ વિનવશે જાય, બ્રહ્મ કહ્યું કરે નહીં.

૮

તારા પર મુંડ મુંડાવી, મારા દાતા! કેવો તે પ્રલય રચાવ્યો રે જી!
હાડ માંસ રૂધિરને બાળી વિશ્વે વંટોળ ઉડાવ્યો,
મારા દાતા! કેવો તે પ્રલય રચાવ્યો રે જી!

સૃષ્ટિ અદૃશ્ય બેઠો રૂવે, ને શિવસમાધિ યે છૂટી રે જી;
જ્યાં રે જોઉં ત્યાં અગન વરસે, પ્રલયદૃષ્ટિ એવી મૂકી,
મારા દાતા! કેવો તે પ્રલય રચાવ્યો રે જી!

પૃથ્વિ પાણી–પાંચે તત્ત્વ ને હિમાંશુ સૂરજ તારા રે જી,
સર્વ ખાખ ઉડીને શમી જાતા અદૃષ્ય જોતજોતામાં,
મારા દાતા! કેવો તે પ્રલય રચાવ્યો રે જી!

અસુરસુર સહુ સ્મરણ બની ગયા, હતા–નહતા જેવા રે જી;
ખાખ કે અસ્તિત્વ એનાં નજરે ન આવે, અલોપ ઉડી ગયાં એવાં,
મારા દાતા! કેવો તે પ્રલય રચાવ્યો રે જી!

આગળ પાછળ ભીતર બાહેર ઝાળ વિણ નજરે નાવે રે જી;
વિશ્વપુરાણ આ પ્રલય વિલોકી ત્રિભુ નિજ ખાખે ઉડાવે,
મારા દાતા! કેવો તે પ્રલય રચાવ્યો રે જી!

૯

ઊંડે ઉરે વિષમ વજ્રનું બાણ જાતાં
જેવું પડે રણ મહીં કુમળું કુરંગ,
ને ઘેરતાં અધમ હિંસક પ્રાણી એને,
એવું થયું જીવન આ મૃગનું હવે તો.

મારૂં દિલ દુઃખિયારૂં જી રે
તુજવ્હોણું દશે દિશ ડોલે. ટેક.

ભવોદધિના વમળે વમળે અનેક ગળકાં ખાતું,
ગુરૂજી મારા! અનેક ગળકાં ખાતું,
કરૂણ ખડકે અથડાઇ અથડાઇ ચૂરેચૂરા થઇ જાતું;
મારૂં દિલ દુઃખિયારૂં જી રે!

પ્રૌઢ પહાડ પર પાષાણુશિખરે ઘડી ઘડી ચઢી પડતું,
ગુરૂજી મારા ! ઘડી ઘડી ચઢી પડતું ;
બની જઈ બેશુદ્ધ બાપડું રૂધિર મંહી તરફડતું ;
મારૂં દિલ દુઃખિયારૂં જી રે.

શોણિતના ઝરણે સરી પાછું નીચે નીચે એ ઉતરતું,
ગુરૂજી મારા ! નીચે નીચે એ ઉતરતું ;
પૃથ્વિની પાર્થિવતા માંહી પાર્થિવ થઇ આથડાતું ;
મારૂં દિલ દુઃખિયારૂં જી રે.

કાળા વ્યોમમાં અભ્રે અભ્રે ભૂતડાં પેઠ ભરાતું,
ગુરૂજી મારા ! ભૂતડાં પેઠ ભરાતું ;
સૂર્યરશ્મિને ભૂંશી નાંખી અંધકાર કરી દેતું ;
મારૂં દિલ દુઃખિયારૂં જી રે !

વંઠેલા વંટોળો માંહી ભ્રમણ બ્હાવરૂં કરતું,
ગુરૂજી મારા ! ભ્રમણ બ્હાવરૂં કરતું ;
નાજુક વેલી વૃક્ષ બાળુડાં મૂળ ઉખેડી ભટકતું ;
મારૂં દિલ દુઃખિયારૂં જી રે.

ગયે સુકાની ફવે તટે ડૂબતું નાવડું જેવું,
ગુરૂજી મારા ! ડૂબતું નાવડું જેવું,
તારા વિયોગે ત્રિભુવન પણ ડૂબતું જાય છે તેવું ;
મારૂં દિલ દુઃખિયારૂં જી રે.

૧૦

દ્રષ્ટિ જગાવું ચિરાગ, ઉતારૂં સુરતી આરતી ;
અંતર ભભૂકે આગ, હોમી હવન એના કરૂં.

હું તો રસભર લહર જમાવું,
મારા હંસલાને હું હુલાવું.
મિત્ર મનાવું જી. ૨૬.

ચંદ્ર સૂર્યના બે ગોળાને પકડું, હાથ લંબાવું,
ગુરૂજી મારા! પકડું, હાથ લંબાવું;
પૂર્વપશ્ચિમ બે હાથેળી માંહી થનગન નાચ નચાવું,
મિત્ર મનાવું જી.

અગસ્ત ઋષિની અંજલિ લઇને સાયરને પી જાવું,
ગુરૂજી મારા! સાયરને પી જાવું;
અમુલખ મોતી એમાંથી ગોતી ગોરા પીરને વધાવું,
મિત્ર મનાવું જી.

માન સરોવરનાં કમળો લઇ પાથરણે પથરાવું,
ગુરૂજી મારા! પાથરણે પથરાવું;
નિજાનંદે નેકી પૂકારી પાહોલિયા ત્યાં ભરાવું,
મિત્ર મનાવું જી.

સ્વર્ગસરિતનાં વારી સાથે તીર્થ બધાં યે લાવું,
ગુરૂજી મારા! તીર્થ બધાં યે લાવું;
વેદવિધિએ પંચામૃતથી અભિષેક હું કરાવું,
મિત્ર મનાવું જી.

ઉડુગણમાળ હીરારત્ન અમૂલાં તેજમુગટમાં જડાવું,
ગુરૂજી મારા! તેજમુગટમાં જડાવું;
પહેરાવું એ મારા પ્રેમગુરૂને, સજળ નેણે નવરાવું,
મિત્ર મનાવું જી.

પ્રેમ પારણું ઇંદ્રધનુષનું રંગબેરંગી, બનાવું,
શરદ્ છ મારા! રંગબેરંગી બનાવું ;
આવ, આવ, મહામંગળ ગાઇ પ્રિભુ ઝુલણિયે ઝુલાવું,
મિત્ર મનાવું છ.

૧૧

બહુ દિનોથી ફરકયું અંતર માહરૂં ફરે ;
અખંડ એકધારૂં તુંહી તુંહી ઉચ્ચરે.
ખાતરી થતી નથી તું હોય સાંભળતો ;
અવાચ્ય સ્થાન કેમ મુજ પુકાર પ્હોચતો ?
પ્રકાશી સૂર્ય ચંદ્ર તને પ્હોચતા નથી,
તો કેમ પ્હોચે તારલા?–મુજ તિમિરના ધ્વનિ ?
ગરૂડ–શ્રુતિવેદ જ્યહાં પ્હોચતાં નથી,
મેંડક સમી ફાળ મારી, એની શી ગતિ?
કાળથી કુંઠિત વ્યર્થ ગાન માહરૂં,
ને કાળથી પરૂં અનુપ રૂપ તાહરૂં.
અજ્ઞાન–જ્ઞાનના સંબંધ હોય શું જરી?
તદપિ રટન તાહરૂં હું ભુલતો નથી.
સબંધ કુંભમાછલીને હોતની સમો,
માછલી એકદષ્ટ, બને ન કુંભ લેખતો,
મુંગલ પાંખથી હમેશ પંખી ઉડતું,
એ જ્ઞાન અનુભવથી હવે વ્યર્થ ભાસતું.
હું પંખી એક પાંખથી આ ઉડતો ફરૂં,
અખંડ એક પ્રિભુ તુંહી તુંહી ઉચ્ચરૂં.

છેદી હાડ ને ચામ અંગોઅંગે નિરખજે,
સુરસિંહનું નામ રૂધિર કણકણ આ જપે.

૧૨

હમારે સમજે ભેદ ભાવિક ભેદુ પ્રેમના ;
ચીરજો ઉર નિર્વેદ, પ્રેમજ્વાળ ત્યાં પેખશો.

અમે રે વિયોગી યોગીઓ, બેઠા ધુણી ધખાવી;
રોમેરોમ તારા નામની અગન અગન જલાવી;
અમે રે વિયોગી યોગીઓ.

એ રે અગન ઉઠી ઉર્વિએ. પડેપડ દીધું છેદી,
મૂળ સુદ્ધાં યે જલાવીને ગંદી માયાગ્રંથી છેદી ;
અમે રે વિયોગી યોગીઓ.

એ રે અગન ઉઠી સાગરે, ઝ્હોળા રસ એ બધાને
શોષી લઇને નિરસ કર્યા સરવર સરિત ઝરાને ;
અમે રે વિયોગી યોગીઓ.

ઉઠી એ પાછી અનિલની અનંત ગતિમાં સફાળી,
માંહેની મધુરતા બાળીને દીધી ખાખ ઉડાવી ;
અમે રે વિયોગી યોગીઓ.

વ્યોમ વિશાળે એ પરવરી, ચમક્યા વીજ ચમકારા,
ગગનને લીધું એણે ગોદમાં, બળતા નવલખ તારા ;
અમે રે વિયોગી યોગીઓ.

આભ અનિલ ને ઉર્વિ આ, ઉડુગણ ઉદધિ સંઘે
વિભુ ! તુજ અગન સળગી રહી, બળે બ્રહ્માંડના અંગે ;
અમે રે વિયોગી યોગીઓ.

## ૧૩

સાધી યોગ અંગાંગ પ્રયોગ કીધા પ્રેમના ;
હવે ધારી ભગવો સ્વાંગ ભજવાં એ સ્મરણો, સખા

સ્વર્ગિય સુખમાં સ્નેહનાં મ્હાલ્યો, અનવા હમારા !
સ્વપ્નાં સમાં ઉડી તે ગયાં મૂકી દુઃખઅંગારા ;
સ્વર્ગિય સુખમાં સ્નેહનાં.

ઝળહળતી સૃષ્ટિ તે સમે પ્રેમના પ્યાલા પીતી'તી,
એ સૃષ્ટિ આજે ઝહરના જામ ભરી ભરી પાતી ;
સ્વર્ગિય સુખમાં સ્નેહનાં.

'પદ ભરતાં તો પૃથ્વિ જે આનંદ ઓઘે દ્રવંતી,'
એ પૃથ્વિ યે આ પળે પિશાચભાવે ભેદંતી ;
સ્વર્ગિય સુખમાં સ્નેહનાં.

શોભા બધે સુરસ્વામીની પગલે પગલે સ્ફુરંતી,
એ શોભા આથમી ગઇ, આસુરી ખાખો ઉડંતી ;
સ્વર્ગિય સુખમાં સ્નેહનાં.

નયનનયનમાં નેહનાં અમૃતઉર્મિ ઉછળતાં,
હળાહળ ઝહર ત્યાંથી છૂટે, સુરા ! જોયાં નથી જાતાં ;
સ્વર્ગિય સુખમાં સ્નેહનાં.

## ૧૪

મંત્રો જગાવી મસાણુ એકાસન આરાધિયાં,
સુરંવદનની લ્હાણુ મળી ન જોતાં મેદની.

અનંત ગતિએ રે લઇને ઉડયો આભમાં એ જી,
લેવરાવી રવિમંડળની લહેર,
હવે તું શું, ભૂંડા રે ! ફેંકે અમને ધૂળમાં એ જી ?
નમેરા ! તું કયા ભવનાં વાળે વેર ?
અનંત ગતિએ રે.

શાને માટે સુરા રે ! તે પ્યાલો દીધો પ્રેમનો એ જી ?
ખુમારી જ્યાં જાગી ઘટડાની માંહ્ય,
પૂરો ન જ્યાં પીધો રે ત્યાં ઝડપી ઝૂંટી લીધલો એ જી,
હવે ઉઠે અંગડાની માંહી લ્હાયે લ્હાય ;
અનંત ગતિએ રે.

અમૃત ભરેલાં રે ભાવનાનાં ફૂલડે એ જી
રમાડયો તેં દિવસ ને માઝમ રાત ;
આતસને અંગારે રે અમને પાછાં ફેંકતાં એ જી
લગીરે શું સુરા ! ન આવે લાજ ?
અનંત ગતિએ રે.

આમ કરવાનું રે જો કુટિલ ! હતું કાળજે એ જી,
તો શાને માટે હરિયું હમારૂં હીર ?
ઓપ ચઢાવ્યો રે શાને આ મુજ આંખને એ જી ?
હાવાં એમાં તિવ્ર શું ભોંકે તીર ?
અનત ગતિએ રે.

વિરહે વ્યાકુળાં રે વધતું-ઓછું વેતરે એ જી,
મહાજન ! રખે દૂભાતા લગાર ;
ચરણમાં રાખો રે, વિભુ છોડશો નહીં એ જી,
તમે મારૂં જીવન-હૈયાના હાર ;
અનંત ગતિએ રે.

## ૧૫

સુંદર સૃષ્ટિધામ અંતરને જેહ ઉલ્લાસતું,
જાતાં તું મુજ રામ ઓજ એનાં આથમી ગયાં.

સંભારી આગલું ભાવિ મજા ઉડાવવી મારે,
અને આ ચાલતું ભાવિ વધાવી વેઠવું મારે.

ગયાં પંખી રૂડાં ઉડી, થયું છે આ ચમન ખાલી;
વડા વેરાનમાં વસીને હવે તો જીવવું મારે.

ખજાના ફૂલડાંઓના થયા છે ખાખના ઢગલા;
હવે એ ખાખની સેજે સુવાનું છે લખ્યું મારે.

અરેરે! વૃક્ષ ને વેલી-બધાં યે મુડદાં જેવાં;
અને મુડદાંની મંડલિમાં મજા ઉડાવવી મારે.

અરે! હા! દેવનાં દ્હેરાં, હતી જ્યાં રોશની દૈવી,
હવે ત્યાં ઘોર અંધારાં હમેશાંનાં રહ્યાં મારે.

અરેરે! કામધેનુનું અમી પીતો હું જે જગમાં,
મહા વિષધારી સંગે ત્યાં ભળી વિષ પી જવું મારે.

ફૂવારા સ્નેહના ફૂટતા, ઉઠંતી પ્રેમની ધારા,
હવે ત્યાં અગ્નિઅંગારા ધખે, ને 'માણવા મારે.

રમંતાં કીર ને મેના, ઉચરતાં બ્રહ્મની ગાથા,
હવે પિશાચની વાચા રહી સુણવાની ત્યાં મારે.

ભરીને જામ અમૃતના અમરની સાથ પીતો જ્યાં,
હવે શયતાનના જામે મુખે વિષ પી જવાં મારે.

## ૧૬

જનમ જનમ રઢ એહ, સુરચરણને સેવવાં ;
પડી જાવ છો દેહ, દિલથી દેશું વંદના.

ભલે ભૂલે એ ભ્રાત અંતરિક્ષમહેલે ચઢી,
છો ને સૂતો નિરાંત, અમારો શુદ્ધ એ આતમા.

હમારાં રોમે રોમ દિલનાં દર્દ ન દાખશે ;
ભાગી પડજો ભોમ, ઉડો ધૂળ છો અંગની.

ભલે ભૂલાવા રાહ વાતાવરણ ઉંધા વહે,
ચંદ્રચકોરીચાહ છૂટે ન કો દી છોડવ્યા.

હરણાં વીણાસુર પારાધીને વશ પડે,
મરવાનું મંજુર રાખે સતિયા સ્નેહના.

સુરના મૃદુ વાજીંત્ર તલસું સુણવા કારણે ;
તનડાનો આ તંત્ર ઘટે ફીટે કે છો ફૂટે.

પછડાયો પ્રહ્લાદ, મહાવિતક વરસ્યાં શિરે,
જીભથી બીજો જવાબ દીધો ન એણે દૈત્યને.

પરવશ જેના પ્રાણ, સુરતા સત્યે ચેતી રહી,
મહેલ બનજો મસાણ, આનંદ એને અંતરે.

દિવાનાનાં દિલ આઠે પહોર ઉન્માદમાં ;
અનંતતાની અપીલ, સુરવિણ સૂનો કવિ.

## ૧૭

કિલકિલાટ પંખીઓ ! કરો નહીં જરી ;
આ ઉર શાન્તિ ઘોની પામવા કૃપા કરી.

ચકચકિત રોશની ભર્યાં ભલા ગ્રહો !
દીન દૃષ્ટિ માહરી ચલિત ના કરો.

કોમળ કર પ્રસારી સૃષ્ટિને સુહાવતી
સુંદર ચંદ્રિકા ! અદીઠ થા તું આંખથી.

હલમલાવી નાંખનારી અનિલની ગતિ !
ઘડીક થંભી જાઓ હું અનાથની વતી.

લીલાંબરોને ધારનારી શૈલમંડલિ !
લ્યો દ્યુતિ સમેટી આ અભાગી દૃષ્ટિથી.

આ વન ગજાવી મૂકનાર અટ્ટહાસથી
ઓ ઝરણ ! શાંત થાવ હવે જલવિલાસથી.

રસપ્રવાહની સરિતા ! થંભજો હવે,
શાંતિ કંઇક દગ્ધ દિલ જો અનુભવે !

મધુર હરિણબાલ ! લોલ લોચને હસી
ફલંગ મા ભરો, હમોને દુઃખ એહથી.

દૂધ નિર્ઝરતાં વૃંદ અહો ! ગૌરી ગાયનાં !
હમારી દૃષ્ટિએથી દૂર થાવની ભલા !

આ અનંત વ્યોમ-ભોમની લીલા શમો હવે,
અખંડ બ્રહ્મશાંતિ જો આ જીવ અનુભવે !

૧૮

પ્રપંચી પ્રેમનાં પોથાં ભરેલાં ઝહરના હરફે ;
જશે ન્હાતાં જલી હાથો, રખે ઓ મસ્ત તું ન્હાતો. –

જળંતાં જોઇ મૃગવારી બધાં આ ક્ષારના પટમાં,
ભૂલાવો ખાઇ વારીનો રખે; પીવાં તું પ્રિય ! જાતો.

નથી એ કામની કુંજો, ઊંડાં એમાં અતળ વારી ;
ભરોંસે કામ્યને, ભોળા ! રખે તું ડૂબવા જાતો.

બધી એ દીપની માળા, રખે બ્રહ્મજ્યોતિ તું માને ;
ન અંજા એહમાં પડવા, ન વ્હાલા ! કૂદકું થાતો.

વીણાધારી તણી વીણા નથી આ વાગતી દૈવી ;
કિરાતી યંત્ર છે છૂટયું, હરિણ એનું તું માં થાતો.

ખડી સાધુ તણે સ્વાંગે બદી–શયતાનની માયા ;
ભૂલાવે સંત ભાળીને રખે ચેલો થવા જાતો.

બધી એ લ્હેર રૂસ્નતની, ઉપરના ઓપ એ સર્વે ;
મુસાફર ! મોહમાયાનો રખે તું ભોગ થઇ જાતો.

નથી એ પ્રેમની વાચા, નથી તેને અમી લેશે ;
અરે ! દિલ એ નથી દ્રવતું, ન દિલ દેવા તું ત્યાં જાતો.

બધા એ ભાવ બૂરા છે, બધા દાવો દગાના છે ;
બધા એ લોભના લ્હાવા, રખે ! ઓ જોગી ! લોભાવો.

તપાશી જામ તું પીજે, ભરેલા ઝહરના ઝાલિમ ;
પડે તન એ નથી પરવા, રખે આત્મા મરી જાતો.

૧૯

માનસરનાં મોતી રે હંસલાઓ ચૂગતા રે જી,
કરે નહીં અન્યનો કદી યે આહાર ;

લંધનને વેહી રે પીંડ પોતે પાડતાં રે જી,
હંસલાના જેવા હમારા હાલ ;
માનસરનાં મોતી રે.

લક્ષ એક રાખી રે ડોલે નટવા દોરડે રે જી,
સુરતા એની બીજે નહીં બદલાય ;
ચૂકયે જીવ જાયે રે, મોજ એને મળે નહીં રે જી
લક્ષ મારૂં, તું વિણુ હવે વહી જાય ;
માનસરનાં મોતી રે.

દીપકસગ સાથે રે જીવન જેનાં જામિયાં રે જી,
એ તો એમાં અંગનો કરતાં હોમ ;
દીપ વિણ અંધારાં રે એને તો અળખામણાં રે જી,
પતગના જેવી અમારી કોમ :
માનસરનાં મોતી રે.

વારી વિણ મછિયાં રે તું કહેને જીવે કેમ કરી રે જી ;
જેનાં જીવન વસેલાં જલધિની માંહ્ય,
ક્ષણુ એક વિછૂટ્યાં રે વીરા ! એ ના વેઠી શકે રે જી,
મારો જીવ તું—જળ વિણ એમ જાય ;
માનસરનાં મોતી રે.

વારે વારે વેધુ રે પ્રાને શું પાડવું રે જી ?
અજાણ્યો આ ઉરનો નથી તું લગાર ;
દયાળુ બનીને રે દર્શન દેજે દ્વિજને રે જી,
ત્રિભુ હવે રખે લગાડે તું વાર ;
માનસરનાં મોતી રે.

## ૨૦

મધુર રસ પીતા ભૃંગ કમળે કાયા અર્પતા,
અંધારાંનાં અંગ મુદ્દલ મન માણે નહીં.

ચતુર ચાતક સુધીર લગની વર્ષામાં લહે,
સરિત–સરવરનીર નાવે તેનાં નેણમાં.

ચંદ્રમણીનું ચિત્ત ચંદ્ર ઉગ્યે ઝરતું સદા ;
પત્થરમાં યે પ્રીત મધુરી જો જો, માનવી !

સાધુ દિલનો સાફ, શીળો સુધન્વા સમો,
તાતા તેલે આપ સુરો ન્હાતો રાતદિન.

પ્રેમામૃતનું પાન પાતો–પીતો સર્વદા,
મીઠો એ મીજમાન સ્વર્ગે ગયે સૂનો કવિ.

વિદેહી જનની વાત શાસ્ત્રે જે શોધી કથી,
એવું પરમ વૃત્તાંત નિર્લેપી મુજ નાથનું.

દુ:ખમાં નહિ દિલગીર, સુખની યે સ્પૃહા નહીં,
અચ્યુત એ આહિર—સુર વિણ સૂનું જગત.

ભારત યુદ્ધનો ભાર હું–પારથનો જે ઉપરે,
સારથી સરજનહાર સુર વિણ સૂનો કવિ.

## ૨૧

વીજ ચમકે રે કાળાં અભ્રોની માંહ્ય ;
એ ચમકારે રે કંઇક સ્ટિભાન થાય. ટેક.

કાળાં આભલાંનાં અંગ, કૂડા માનવી પ્રસંગ,
પલક માંહી ફીટી જાય, રેડી અંતરમાં લ્હાય,

મળે સુખ નહીં લેશ, થાય ઝરવો સહુ વેશ ;
અગન વરસે રે વડાં વારિદોની માંહ્ય ;
વીજ ચમકે રે.

કાળાં આભલાંની હાર, ફરતાં લોકના વિહાર,
વ્યોમ પૃથ્વીની મધ્ય વાધે આપથી અવધ્ય,
ઘેરા સ્વાર્થથી ઘસાય, એના ઘોર ધ્વનિ થાય ;
મારે અંગે રે તારો વિરહ ના સમાય ;
વીજ ચમકે રે.

ભરાય ભૂતડાંનું ટોળું, છવાય વ્યોમ શું ખહોળું !
દિશા ઝાંખી થઇ છેક, તારો તબકે નહિ એક ;
ભૂલ્યો વિવેક-વિચાર, જામે ઉરે અંધકાર ;
ઉરઅંધારે રે તારો વિરહ સુધવાય ;
વીજ ચમકે રે.

કંપે ઉર્વિનું ચોગાન, કંપે વૃક્ષતણી પાન,
કંપે ફૂલ વેલી ભૃંગ, કંપે માળામાં વિહંગ ;
ઉર કંપે આ એમ, સૂકાં પાંદડાંની જેમ,
કંપી કંપી રે મારી જીવનજ્યોત જાય ;
વીજ ચમકે રે.

પ્રલય કાળ સમો વાત ઉઠ્યો કરતો ઉત્પાત
પણે પહાડોનાં શૃંગ પડે કડકડી અસંખ્ય ;
અંગે અંગે ઉત્પાત, હાડ કડકે અહોરાત,
પ્રાણપંખી રે ઉડું ઉડું એમ થાય ;
વીજ ચમકે રે.

ભાગે ખડકોનાં અંગ, ભાગે ઉદધિ અનંત,
ઉર્મિ ઉર્મિ અથડાય, નાવે નાવડાં ખોળાય ;
ડૂબે ઇંદ્રિયોના સંઘ, દેહે દેવતા ઉડંત,
તુંવિયોગે રે દિલનો દરિયો ડહોળાય ;
વીજ ચમકે રે.

શિરે કેસરી ઝપટાય, ઢળે પૃથ્વિની માંય,
પાંખ પંખીની પીંખાય, ગરૂડ પવનમાં વીંલાય ;
એવું આત્માતું પંખી મરે તને ઝંખી ઝંખી,
હંસ ઉડવા રે મથે સુહૃદ વસે જ્યાંય ;
વીજ ચમકે રે.

## ૨૨

છિલ્લરજળ તુગરાં છીછરાં, હંસલા ! હેત છોડી દે,
મનનાં એ સ્વાર્થી મેલડાં, કૂડિયાં બગલાં પડી રહે ;
છિલ્લરજળ તુગરાં છીછરાં.

ભાદરવે ભરપૂર એ, જળ તો છલકાઇ જાતાં,
અલ્પ બુદ્ધિનાં માછલાં એની લહેરે લોભાતાં ;
છિલ્લરજળ તુગરાં છીછરાં.

કાળ વીત્યે નીર ઓસરે, સૂરજ અગન જલાવે,
સંકોરી અંગ છિલ્લર આપતું મચ્છના તનને તપાવે ;
છિલ્લરજળ તુગરાં છીછરાં.

કાંઠાના ઘાસમાં છૂપતાં, સ્વાર્થી હૃદયહત્યારાં,
આવે એ બગલાં ઉપકંઠમાં, જોવા જગડાના મારા ;
છિલ્લરજળ તુગરાં છીછરાં.

'છિલ્લર છાયા લઇ લીયે, બગલાં અગ્નિ વરસાવે,
સરવર વિણ ક્યાં આશરો ? બીજે મચ્છ ક્યાં જાવે ?
છિલ્લરજળ નુગરાં છીછરાં.

ઉરમાં લઇ, ને ઉછેરીને, છિલ્લર મચ્છ મરાવે,
બગલાં મોટી ચાંચે ચૂગી મનભર મોજું ઉડાવે ;
છિલ્લરજળ નુગરાં છીછરાં.

નથી અમૃત, જગ્નુતું વિષ આ, ભોળા મચ્છ મરાવા
છિલ્લર છે સહુ ઉપજ્યાં, ત્રિભુહંસ ! ઉભ નહિ જોવા ;
છિલ્લરજળ નુગરાં છીછરાં.

૨૩

મહેલો પૃથ્વિના કંઇ કંઇ અરે ! છે ખાટકીખાનાં ;
રંકોને રેંસનારાંનાં ; સુહૃદ ! ના નિર્ખવા જાતો.

પુનિત કંઇ પૃથ્વિના પાણા દિવાલોમાં નથી એની ;
ચણેલા જીવતા બંધુ ; સુહૃદ ! જોવા ન તું જાતો.

હણેલા ઝુલ્મની તેગે પડેલા હાડપિંજરથી
કરામત કાટની કીધી ; કિસબ જોવા ન તે જાતો.

સફેદી તે ન ચૂનાની, બધું યે સત્ત્વ બંધુનું
ભરીને બહ્નીને શોધી ; સુહૃદ ! ના મોહી ત્યાં જાતો.

અમરનાં ચિત્ર ઓપંતાં દિવાલે, એ નથી અમરો ;
મરાયેલા ગરીબોની મઢી છે છાય, મા જોનો.

મનુષ્યો જીવતાંઓની ખૂની ખોજો ઉતારેલી ;
જડી તે ચંદની બાંધી : રણે રમવા નીચે જાતો.

અને નીચે ગલીચાઓ, બિછાવેલા બૂરાઇના,
ઉઠે પડછંદ પાપોના ; સુહૃદ ! ના બેસવા જાતો.

અરે ! એ શાલ દુશાલા, સુનેરી ભરતનાં શેલાં,
લૂંટયાં મડદાં મશાણોમાં ; ન લૂંટો ન્યાળવા જાતો.

નથી દીપમાળ એ ધીની, બધી તે જ્વાળ બંધુની,
જગાવી માનુષી રક્તે ; અરે ! જોવા ન એ જાતો.

નથી એ ભોગ અમૃતના, પિશાચી એહ પકવાનો,
અસુરને રાંધણે રાંધ્યાં ; ન એ આરોગવા જાતો.

## ૨૪

ખામોશ કર, ખામોશ કર એ અધમ જનની ઉપરે ;
પ્રભુ સર્વસાક્ષી સર્વમાં છે, નથી અજાણ્યું તુંથી તે.

સિતમગર સિતમ ગુજારે, તેગ ગરદન પર ધરે,
ગભરા નહીં ગભરૂ ! જરા, પ્રભુરહમ એ તારી પરે.

પ્રભુરહમનાં ખંજર બધાં કાતિલ મનુષ્યને લાગતાં ;
પણ છેદી અંતરગ્રંથી એ પ્રભુપ્રેમ માંહી લઇ જતાં.

એ ગ્રંથી કે આસક્તિ કહો, જીવ તત્વની એ જડ બલા ;
જે દિવ્ય જ્યોત બૂઝાવીને ઘટ તિમિરજલથી પૂરતાં.

એ તિમિર તારા રૂધિરમાં રગ રગ મંહી માનવ ! ભર્યું,
ને પંચ તત્વનું રૂપ ધારી વિશ્વમાં યે વિસ્તર્યું.

ભિન્નત્વ જે કંઇ ભાસતું, તે તિમિરના અંજન લીધે ;
તું ત્રાહિ ત્રાહિ પુકારતો તે તિમિરના અંજન લીધે.

એ 'તિમિરપડળ ઉતારવા પ્રભુ તીર' નયને ભોંકતા,
એ તિમિરશોણિત કાઢવા તુજ કાળજે જખમો થતા.

વીંધાઇ જાતાં કાન એવી ચીસ તુજ શ્રવણે પડે,
એ તિમિરના મળ કાઢવા પ્રભુ કર્ણવેધી સુર દે.

મહાઅગ્નિ ભરી ઝાલિમ શગડીઓ દશે દિશમાં ઝળહળે,
એ વ્યર્થ નથી પ્રભુએ કરી, તુજ શુદ્ધિ એ સહુથી થશે.

છે નિમિત્ત માનવી, દુ:ખસુખમાં છે ઊંડી પ્રભુની દયા,
તો લહેરમાં રહે મસ્ત! તુજ વિટંબનાના ઓઘમાં.

## ૨૫

અંતરનો આરામ, અમૃત મારી દૃષ્ટિનો,
હું રંકડાનો રામ, સુર વિણ સૂનો કવિ.

ક્હેને રોઉં કેમ? આંસુ યે આવે નહીં;
અંતરનાં સુખ એમ ગળે ન મુજને મિત્ર વિણ.

નરપગિયાંની રીત ર્‌હેતાં સાથ સુખદુ:ખમાં;
ખંડિત થતાં ખચીત બીજી લાધી'ન એલડી.

સાચો સારસસ્નેહ, એક મરતાં બીજું મરે;
કમબખ્ત આ દેહ-છૂટયો ન મળતો માળખો.

હૃદયે ઉડી રાખ, ભેજું યે ભૂંસાઇ ગયું,
વીલાઇ ગઇ વાક્, સુર વિણ સૂનું બધું.

સહવિદ્યા સન્માન પ્રામ્યો જેના પ્રેમમાં,
ગાંડો ગજવી મસાણ પોકારે એ રોગીને.

અસલ ધર્મનું અંગ વ્યાસે ભાખ્યું ભારતે,
સુરસિંહની સંગ એ આર્યપણું ગયું આથમી.

દિલડાનો દરિયાવ, પંથી પ્રેમના પંથનો,
આંખે અમૃતસ્રાવ, એ સુર વિણ સૂનું જગત.

ભરેલ ભરપૂર ભાવ નિર્મળ ભલમનસાઇના,
નમણું નેહનું નાવ ભરદરિયે ભાગી પડ્યું.

## ૨૬

જો ને સુહૃદદેવને કાજે આજ તલસે છે શી ધરણી!
એને અંગેઅંગે અગ્નિ, રાજ! વિષમ, ન જાયે વરણી.

વ્હાલિડા! લીલી લીલમની સાડી દેહે,
થઇ ખાખ એ દિલના દાહે;
આજ તલસે છે શી ધરણી!

વ્હાલિડા! ખુલ્લાં ઉરશૃંગ, સાવ દીસે કાળાં,
શી લાગી વિરહની જ્વાળા!
આજ તલસે છે શી ધરણી!

વ્હાલિડા! એના વાળની વેલીઓ વિખરાઇ,
કુટિલ કાળે 'કરમાવી;
આજ તલસે છે શી ધરણી!

વ્હાલિડા! રોમે રોમ તું જોને રજૂકા,
ત્યાંથી ઉડે અગ્નિભભૂકા;
આજ તલસે છે શી ધરણી!

વ્હાલિડા ! નદી યે નદીઓનાં નીર સૂકાયાં,
રસગ્હોણી વરવી કાયા ;
આજ તલસે છે શી ધરણી !

વ્હાલિડા ! એનાં અસ્વસ્થ શ્વાસવાયુ ચાલે,
ત્યાં વિરહઅનલ શો મ્હાલે !
આજ તલસે છે શી ધરણી !

વ્હાલિડા ! દિવ્ય, દૃષ્ટિ યે વિરહે હોલાઇ,
પડી વિવર ઊંડી શી માંહી !
આજ તલસે છે શી ધરણી !

વ્હાલિડા ! સળગે અંગોઅંગે દુઃખઝાડો,
વળી ફાટે અનળથી પહાડો ;
આજ તલસે છે શી ધરણી !

વ્હાલિડા ! સુહૃદવિરહમાં ઉર્વિ આ હોમાઇ,
ગયું ઝાળે સર્વ સમોઇ ;
આજ તલસે છે શી ધરણી !

## ૨૭

આ શાંત મુનિ સમ પ્હાડ પેલા, તેહના યે ઉરમાં
કંઇ અગન ઉઠી, એ લ્હાયથી કાજળ સમાં મુખડાં બન્યાં.

વનરાજી નાજુક લીલડી જે નવવધુ સમ રાજતી,
તે શુષ્ક તારા વિરહમાં ઝૂરી ખાખ આજ ઉડાવતી.

ને પંખીના આલાપ નિજ આનંદમીઠપ મૂકીને
તારા વિના તીણી ચીસે જો હૃદય નાંખે ભેદીને.

અસલ ધર્મનું અંગ વ્યાસે ભાખ્યું ભારતે,
સુરસિંહની સંગ એ આર્યપણું ગયું આથમી.

દિલડાનો દરિયાવ, પંથી પ્રેમના પંથનો,
આંખે અમૃતસ્રાવ, એ સુર વિણ સૂનું જગત.

ભરેલ ભરપૂર ભાવ નિર્મળ ભલમનસાઇના,
નમણું નેહનું નાવ ભરદરિયે ભાગી પડ્યું.

## ૨૬

જો ને સુહૃદદેવને કાજે આજ તલસે છે શી ધરણી !
એને અંગેઅંગે અગ્નિ, રાજ ! વિષમ, ન જાયે વરણી. ટેક.

વ્હાલિડા ! લીલી લીલમની સાડી દેહે,
થઇ ખાખ એ દિલના દાહે ;
આજ તલસે છે શી ધરણી !

વ્હાલિડા ! ખુલ્લાં ઉરશૃંગ, સાવ દીસે કાળાં,
શી લાગી વિરહની જ્વાળા !
આજ તલસે છે શી ધરણી !

વ્હાલિડા ! એના વાળની વેલીઓ વિખરાઇ,
કુટિલ કાળે કરમાઇ ;
આજ તલસે છે શી ધરણી !

વ્હાલિડા ! રોમે રોમ તું જોને રજૂકા,
ત્યાંથી ઉઠે અગ્નિભભૂકા ;
આજ તલસે છે શી ધરણી !

વ્હાલિડા ! નદી યે નદીઓનાં નીર સૂકાયાં,
રસવ્હોણી વરવી કાયા ;
આજ તલસે છે શી ધરણી !

વ્હાલિડા ! એનાં અસ્વસ્થ શ્વાસવાયુ ચાલે,
ત્યાં વિરહઅનલ શો મ્હાલે !
આજ તલસે છે શી ધરણી !

વ્હાલિડા ! દિવ્ય દૃષ્ટિ યે વિરહે હોલાઇ,
પડી વિવર ઊંડી શી ગાંહી !
આજ તલસે છે શી ધરણી !

વ્હાલિડા ! સઘળે અંગોઅંગે દુઃખઝાડો,
વળી ફ્રાટે અનળથી પહાડો ;
આજ તલસે છે શી ધરણી !

વ્હાલિડા ! સુહૃદવિરહમાં ઉર્વિ આ હોમાઇ,
ગયું ઝાળે સર્વ સમોઇ ;
આજ તલસે છે શી ધરણી !

## ૨૭

આ શાંત મુનિ સમ પ્હાડ પેલા, તેહના યે ઉરમાં
કંઇ અગન ઉઠી, એ લ્હાયથી કાજળ સમાં મુખડાં બન્યાં.

વનરાજી નાજુક લીલડી જે નવવધુ સમ રાજતી,
તે શુષ્ક તારા વિરહમાં ઝૂરી ખાખ આજ ઉડાવતી.

ને પંખીના આલાપ નિજ આનંદમીઠપ મૂકીને
તારા વિના તીણી ચીસે જો હૃદય નાંખે છેદીને.

જો ઉદધિ યે મહાવીર એના અંગને ઉછાળતો,
ને નાવડાંનાં એક પંજામાં ચૂરેચૂરા કરી જતો.

જો ! શીતલ મનહર અનિલની લહરે લહર અગ્નિ ઝરે,
તુજ વિણ સ્થાને સ્થાન પ્રગટી શગડીઓ શી આ પળે !

આ ભાનુની યે જ્યોતમાં એ ધુમ્ર વળગ્યા અગ્નિના,
ધીમે ધીમે પશ્ચિમ દિશે રવિ ઝંખવીને ઢોળતા.

આકાશનો મંડપ બન્યો નિજ સ્વચ્છતા મૂકી પરી
દારૂણ દુઃખે ઉદર ઊંડાં જાય એનાં શગશમી.

રે ભક્તવત્સલ ! આવ, લાગી અમરભૂમિ તું આવ, ને
તારા વિરહમાં જળતી સૃષ્ટિ અમર ઓ ! ઉગારને.

## ૨૮

સુહૃદવિરહથી સૃષ્ટિ–વ્યાકુળી કૃષ્ણવિરહની ગોપી,
શી દાવાનળમાં તડફડે !
દેશીડા રે ! શું સમજાવું ?

દશ દિશ તીણી ચીસ મારતાં, વિહંગ વિરહની ચીસ,
શાં સ્થાને સ્થાને રડવડે !
દેશીડા રે શું સમજાવું ?

પાર વિનાનાં વૃંદ, પશુ ને માનવ રંકનાં વૃંદ
શાં રીઝાતાં એ સડવડે !
દેશીડા રે શું સમજાવું ?

અંગે અંગે પીડ, દેશીડા ! પીડ તણો યે ન પાર
અંગના દેવતાઓ ઉપડે ;
દેશીડા રે ! શું સમજાવું ?

ગરૂડ છાંડે આભ, દેશીડા ! વૃશ્ચિ છાંડે નાગ ;
ચાલંતા સિંહ આખડી પડે !
દેશીડા રે ! શું સમજાવું ?

ભડભડ વન ને કુંજ, દેશીડા : સળગી ઉઠ્યાં બ્રહ્માંડ ;
વિભુ દાવાનળમાં ઉભો બળે :
દેશીડા રે શું સમજાવું ?

• ૨૯

દાહમજાએ વ્યોમ નવલખ તારા ચળકતા,
દાહમજાએ ભોમ ચપળા ચમકારા કરે.

દાહમજામાં શેષ પૃથ્વીભાર ધરી રહ્યા ;
દાહમજામાં મહેશ મસાણુ ગજવે શંખથી.

દાહમજાની મસ્તી યુગે યુગે વેદ ભાખતા ;
દાહમજાની શક્તિ મળી ન દેવદનુજને.

દાહમજાનું દર્દ પીગળાવી દઇ પ્હાડને,
ઓગાળી દેવવર્ગ, અદ્ભુત તાન મચાવતું.

દાહમજાને દર્દ શુક ગર્ભમાં મ્હાલતા,
જનુનીઉદરે મર્દ વર્ષ બાર હોંશે વસ્યા.

દાહમજાની બહાર ફાલ્ગુન ફૂલડે નિરખતો ;
દાહમજાના તાર મધ્ય રાત્રિએ જામતા.

દાહમજાને દર્દ પાષાણો પીર થઇ જતા ;
દાહમજાનો વર્ગ મુનિ અભ્યાસી, મિત્ર મુજ !

દાહમજાની બહાર નહિ નહિ વાણી વદી શકે;
સ્વર્ગ–મૃત્યુની પાર ઘાયલ નર કો ઘૂમતા.

દાહમજાને ધ્યાન વૃંદાવનની ગોપિકા
ભૂલી જઇ નિજ ભાન કુંજેકુંજ ત્રિભુ ભમી.

## ૩૦

નાંખે દ્રૌપદી ધાવ દુર્યોધનદરબારમાં,
એવા શોણિતશ્રાવ દમાંના ને બ્રહ્માંડના.

કઇ વારનો પુકારૂં રે, નાથ! હજી કેમ સુણો નહીં?
દિવસ થયો પૂરો રે, સંધ્યા ઉભી સજજ થઇ. ટેક.

ધીરે ધીરે સૂર્યતેજ સહુ ઉર્વી માંહિ સમાય;
ઝાડ પાન સૂકા અરણ્યે રક્ત વર્ણ પથરાય;
પંથ બધા પૂરાણા રે, પાય હું ક્યાં મૂકું જઇ?
દિવસ થયો પૂરો રે.

અવની–આભના છેડલા મળતા ચહુદિશ જ્યાંય,
રૂધિર ત્યાં રેલાય શા! દષ્ટિ મૂકી નવ જાય;
સૃષ્ટિ સહુ ઉલટી રે, વાત આજે વણસી ગઇ;
દિવસ થયો પૂરો રે.

ઉદધિની યે અનંત ઉર્મિ, કરી ગર્જના ઘોર,
રૂધિરપથરણે જળી ગઇ, ને મચવે શોર–બકોર;
હીર ગયું સહુ ઉડી રે, જોતાં જોતાં નિર્જીવ થઇ;
દિવસ થયો પૂરો રે.

અનિલમાં ઉત્પાત થયો શો? સંધ્યાએ વંટોળ!
ખલક બધી ખળભળાવીને ચઢાવી શી ચગડોળ!

શિખર કડકડતાં રે પડતાં, પૃથ્વિ કંપી રહી;
દિવસ ગયો પૂરો રે.

અનંત બ્રહ્માંડો રમી રહે એવું વ્યોમ વિશાળ,
એના ઊંડા અંતર માંહી સંધ્યાની લોહીઝાળ!
વ્હાર કરોને વહેલી રે, હું માનવની ત્યાં ગતિ યે કઇ?
દિવસ થયો પૂરો રે.

ચકરી આવે ને, દગે ન સૂઝે, ભેળું આંધળું ભીંત;
અંતર માંહી વિષમ વેદના, રોમેરોમ દ્રવંત;
**ત્રિભુવન** જીવનમાં રે શોણિતની તો સંધ્યા પડી;
દિવસ થયો પૂરો રે.

## ૩૧

ગભરાયો ગજરાજ ઝૂડે ગ્રાહ્યો જે ઘડી,
એવાં પુકારિયે આજ હું અને બ્રહ્માંડ આ.

હવે વસમી વેળાએ રે વિલંબ તને ઘટે નહીં;
સંધ્યાએ શોણિત ચૂસ્યું રે, રજની રાખે રંગી રહી! ટેક.

અહો! નિશા બની રાક્ષસી, ધારી ચંડ સ્વરૂપ,
જોતાં જોતાં મુજ દૃષ્ટિ આ બની અંધ કુરૂપ;
કાજળ જેવી પળમાં રે નૂરહીણી થઇ એ ગઇ;
સંધ્યાએ શોણિત ચૂસ્યું રે.

દશે દિશા મુજ પર્વતો, ગગન ચૂમંતા જેહ,
ધીમે ધીમે સહુ રાત્રિએ અલોપ કરિયા એહ;
સ્થળે સ્થળ નયણે ન્યાળું રે, કાજળ વિણ કાંઇ પેખું નહીં;
સંધ્યાએ શોણિત ચૂસ્યું રે.

લીલાંછમ મુંજા ખેતરો, નયન ઠારતાં જેહ,
કાજળમાં ડૂબી જઇ શમ્યાં તિમિરમાં તેહ;
અંતર મારૂં સાથે રે ડૂબ્યું, ગોત્યું જડે નહીં;
સંધ્યાએ શોણિત ચૂસ્યું રે.

નાજુક વેલી વાટિકા, નાજુક ફૂલનાં વૃંદ,
કોડીલાં કુમળાં વનો આથમ્યાં અંગેઅંગ;
શમશમ્યાં સહુ પંખી રે, સુર તો એક સુણું નહીં;
સંધ્યાએ શોણિત ચૂસ્યું રે.

સૂતો કાજળસાથરે મસ્તી મૂકી સમીર;
છેલ્લી વેળાના શ્વાસ એ લેતો હાય! અધીર;
ધીરજ મારી છૂટે રે, સુરા! રહ્યું જાયે નહીં;
સંધ્યાએ શોણિત ચૂસ્યું રે.

વિશાળ વ્યોમ કાજળ ભર્યું, એને ઊંડે ઉર
અગ્નિભર્યાં બ્રહ્માંડ કંઇ હાલી ઉઠયાં ભરપૂર;
ઉર્વિઆભ સંગે રે ત્રિભુવનની ય રાત્રિ પડી;
સંધ્યાએ શોણિત ચૂસ્યું રે.

## ૩૨

પડયાં હૃદય ઝંજીર સુરસિંહનાં સ્મરણનાં;
તોડયાં ન તૂટે, વીર! અખંડ પાશ એ વજ્રના.

હૃદ વળી ગઇ હાનાં રે, જગજીવન! કેમ જૂવે નહીં?
જીવન મારૂં આજે રે તોફાનઓઘે જાયે વહી. ટેક.

હાડ વિખાયે માહરાં, અંગ શિથિલ સહુ થાય;
તણાય ઘાટા તિમિરમાં, સ્થાનસ્થાન અવટાય;

શબ મસાણુને માંડવ રે હું રોહિદાસનું જાયે વહી;
હદ વળી ગઇ હાવાં રે.

પાંચ પાંડવના મહેલમાં લાગી ભયંકર લ્હાય,
ચતુર્દિશે વીંટી વળી, ક્યાંય રહ્યું નવ જાય;
ખાખ થાશું પળમાં રે, બારી નાથ! ખોલો કંઇ;
હદ વળી ગઇ હાવાં રે.

છાયારૂપ સીતા થયાં, લોપાવાં બાકી માત્ર,
અશોક વનમાં એકલાં; તેમ ગળતાં મ્હારા ગાત્ર;
મુદ્રિકા તો નાંખો રે હનુમાન કો આવી અંહી;
હદ વળી ગઇ હાવાં રે.

કિયામતે મુડદાં ઉઠે તિમિર તણાં પટ ચીરી,
ખુદાઇ દ્રષ્ટિ વર્ષતાં સ્વર્ગસ્થાન દે પૂરી;
કુરાન કિતાબે રે સુણ્યું, એવું કરોને અંહી;
હદ વળી ગઇ હાવાં રે.

નથી જોઇતું સ્વર્ગ કે નહિ વૈકુંઠ બ્રહ્મલોક,
તિમિર તણું પટ ચીરીને દેદાર દે ઇહ લોક;
ભવોભવ તુજ ચરણે રે ત્રિભુવન તો જાયે વહી;
હદ વળી ગઇ હાવાં રે.

## ૨૨

મારો સિદ્ધ સુકાની ગયો,
હું નામ માત્ર છું રહ્યો,
બેડલી આ બૂડી—આ બૂડી. ટેક.

તોફાન તોફાન, કાંઠો નહિ ક્યાંઇ, નહીં વ્યોમ કે તારા,
ગુરૂજી મારા! નહીં વ્યોમ કે તારા;
દેખાય નહિ દિશા યે એકે, એવાં ઉદયાં અંધિયારાં,
બેડલી આ બૂડી—આ બૂડી.

આગળ પાછળ ઘોર તરંગે ઉદધિ હાથ ઉછાળે,
ગુરૂજી મારા! ઉદધિ હાથ ઉછાળે;
ચૂરચૂર્ણ પળમાં થઇ જાશે તારણ હોડી અકાળે,
બેડલી આ બૂડી—આ બૂડી.

વળી ચાંચિયાના રાક્ષસી શબ્દો પેલી દિશેથી આવે,
ગુરૂજી મારા! પેલી દિશેથી આવે;
પંથી નાવને સુણતાં વેંત જ સ્વેદમૂર્છના લાવે,
બેડલી આ બૂડી—આ બૂડી.

પર્વતમુખ શો મુખ ફાડીને ઉભો મચ્છ આ સામે,
ગુરૂજી મારા! ઉભો મચ્છ આ સામે;
થરથર કંપે જીવન, આશ હા! હવે રહી નહિ નામે,
બેડલી આ બૂડી—આ બૂડી.

અહા! અહાહા! વાયુવંટોળો ઓચિંતાનો આવ્યો,
ગુરૂજી મારા! ઓચિંતાનો આવ્યો;
વીજકડાકો વજ્રબાણનો જમઝમાકો લાવ્યો,
બેડલી આ બૂડી—આ બૂડી.

આ પડયો શઢ, પાંખ વિંખાઇ, હા! અથડાયું આ શું!
ગુરૂજી મારા! હા! અથડાયું આ શું!
કઠોર ખડકે એ શું ચિરાયું! ત્રિભુ શિવ! શિવ! ગયું શું!
બેડલી આ બૂડી—આ બૂડી.

## ૩૪

અમરવનનો શોર મધુરે ગાને ગર્જતો,
સુણતાં શબ્દ રુચીર આસુર દળ અળગાં થતાં.

ઉદારતાએ આભ, શીતળતાએ ચંદ્રમા,
વસંતફૂલની બહાર સુખડે એ મુજ મિત્રને.

સાગર સમ ગંભીર લહરો જેના અંગમાં,
સ્વાતી સમે સધીર મોતી વરસે મિજ મુજ.

એના પદ ઝીલવા જ ઉર્વિ યે અંગ પાથરે,
દર્શન કરવા કાજ સૂર્યચંદ્ર ઉગે સદા.

પરમ દ્રષ્ટિ પડતાં જ કુદરત એ કેલિ કરે,
સુરસ્વારી થતાં જ હલકી લહરે હીંચતી.

## ૩૫

આણ આણ પ્રભુ ! તિમિર તણો અંત,
જગવ જગવ જગતજ્યોતિનો તું મંત્ર ;
ફરી ઉદયકળા સૃષ્ટિ કેરી જાગે,
સુહૃદ સકળ ફરી જોઉં મારી આગે.

આભમાંથી ગભીર દુંદુભિ સમાન
સુર છૂટે મહા, ગરજી ઉઠે જહાન ":
સમશે તિમિરશબ્દ, સૃષ્ટિ સકળ થાશે,
ધાર ધીરજ, પ્રભુપ્રેમ નભ છવાશે.

ધીમે ધીમે આછાં ગાછાં અભ્ર થાએ,
તારકમાળ ઝાંખી ઝાંખી જો જણાયે ;

વિદ્યુતવેગ વ્યોમઉદરમાં સમાયે,
થયો શાંત વાયુ, તુફાન શમી જાયે.

એકાએક ચંદ્રજ્યોતની સમાન
થઇ ઉજ્જ્વળી નભ વાદળીની કાય ;
પ્રભા વરસે ભરી સૃષ્ટિને અનંત,
તિમિર ગાઢ તેજરૂપ જો! હસંત.

ભાસે સૃષ્ટિ ગભીર ભાવથી ભરેલી,
ઉપર ચંદ્રિકાએ ચંદની ધરેલી ;
કરી ચંદ્ર કેરૂં તખ્ત, તેજકાય
ઉભો અમર, દર્શ થાય–ને નવ થાય.

વડા ભાલમાં પ્રતાપ ભવ્ય ભાસે,
અંગોઅંગમાં સુભાગ્યપ્રભા હાસે ;
તજી પૃથ્વિતાજ દેવનો ધરેલો,
અમર અમરભોમઆંગણે ઉભેલો.

થાતાં રવિઅવસાન પ્રતિપદાએ પશ્ચિમે
શશીલેખાની સમાન દેખાય–ના દેખાય તે.

## ૩૬

વારંવાર વિદેશી નવ બનિયે વંઠેલા :
આદ્ય નિરંજનના તમે મન ! ચેલા ;
વારંવાર વિદેશી.

અહંપણાની ધુનમાં બન્યા છો જી પાપી,
પ્રભુત્વ તમારૂં તમથી દૂર ગયું આપી;
વારંવાર વિદેશી.

ચોટ એ લાગી તમને, પડ્યા એમાં ચૂકે,
અચળ મેરુ અલોપ થયો એક ફૂંકે ;
વારંવાર વિદેશી.

એહ ફૂંકના વંટોળે જો ! ઉડે છે રજૂકા,
એ રજમાં લોટી મનવા ! થયા છો દિવાના ;
વારંવાર વિદેશી.

## ૩૭

સુપરત કરી છે જાન આ માલિકને અમે ;
માલિકી ખોઇ દેહની બેઠા હવે અમે.

હમારી ઝીંદગાનીનો સટ્ટો થઇ ગયો,
માલિકના દેદાર વિણ મૂવા પડ્યા અમે.

આ આંખની યે રોશની સુરચશ્મમાં હતી,
ઉડી ગયેથી અંધ થઇ રહ્યા હવે અમે.

હમારો સ્નેહસૂર્ય-સુર આથમી ગયો,
આ દીન ચક્રવાક હવે ઝૂરિયે અમે.

ઉડી ગયો ઉઘાડી પાંખ એહ હંસલો,
પડી રહ્યા આ ખાલી પીંજરા સમા અમે.

સુરચંદ્રની હેલાઇ ગઇ સુરમ્ય ચાંદની,
કુમુદ વ્હીલાં વદન ઝંખવી રહ્યાં અમે.

સુરનેહના નિમિષના કટાક્ષ કાતિલે
ઝબ્બે થઇ ચોગાનમાં મૂવાં પડ્યા અમે.

ઈંધન અમારાં હાડનાં મસાણમાં મૂકી
સુરની અગન ફૂંકીને મંડી લોટતા અમે.

ચાલી રહ્યા આ દમબદમે જાપ સ્નેહીના,
શાગીર્દ સ્નેહમંત્રના સદાયના અમે.

# ૩૮

લાગી રહી છે ધૂન, તાર ના તૂટે જરી;
પ્રાપ્તિ ન તારી થાય, તેમ જાઉં ના મરી.

હોય પૃથ્વિએ રહેલી ખાખ તાહરી,
લગાવું લેઇ, ઉર શાંતિ તો ય ના જરી.

હોય શ્વાસ તાહરા અનિલ મંહી જો,
આલીંગું એહ, ત્યાંથી શાંતિ જો મળે જરી.

હોયે કદાપિ ઉર તારૂં તારલે જડ્યું,
નયન ધારૂં, તો ય શાંતિ તો નહીં જરી.

અમૃતભરી દૃષ્ટિ હોય મીઠ્ઠી ચાંદની,
લે ન્હાઉં તેમાં, શાંતિ તો ય ના મને જરી.

તારા સુગંધી ભાવ કદી ફૂલડે ભર્યા,
ધારી ફરૂં હું ચમન, તો ય તૃપ્તિ ના જરી.

જો અંતરિક્ષ માંહિ અંતર તાહરૂં રમે,
તો ધ્યાનયોગ માંડું, તો ય શાંતિ ના જરી.

કદાપિ હોય ઉદધિલહરમાં તું ડોલતો,
તો મચ્છ એમાં ડૂબું, શાંતિ ના મળે જરી.

આ વ્યોમઘુમ્મટે કદી તું વિસ્તર્યો વિભુ,
શમી હું જોઉં શૂન્ય, તો ય તૃપ્તિ ના જરી.

શું કરું ? ઢૂંઢું હું તને ક્યાં ? શા રૂપમાં ?
વલખાં હું વિફળ મારું, કાજ/લાગે ના જરી.

## ૩૧

સ્થળે સ્થળે સહુ સત્ત્વ તારી સાખ પૂરતા ;
નહિ દેહ હોય, તો ય ગુણની સાખ પૂરતા.

વિહંગના કલ્લોલ સુર ! તું સુણતો સદા ;
આ હલક ભર્યા બોલ તારી સાખ પૂરતા.

આ બેહદ ઉદધિને હમેશ તું ઉછાળતો,
એ ભરતીઓટથી અનુપ સાખ પૂરતો.

તારાં પવિત્ર પાવ ભૂમિ ઝીલતી હતી,
લીલાંબરો મધુરથી એ સાખ પૂરતી.

રમથી ઠવતું સરતું વહતું ગીત ગજાવતું
આ ઝરણ સ્નેહ તાહરાની સાખ પૂરતું.

આ કુંજ કુસુમથી ભરી, ત્યાં વાસ તાહરો ;
પરાગ પુણ્યવંત તારી સાખ પૂરતો.

તારું સ્વરૂપ ઉર ધરીને શૈલશૃંગ આ
સ્થિર સમાધિ સાધીને જો ! સાખ પૂરતા.

વિટપ વિટપ મંજરી, ને ડાળી ડાળી યે,
સુકુમાર ભાવ તાહરાની સાખ જો ! પૂરે.

કંઇ માનવીનાં દિલ, ને કંઇ કંઇ વિહંગડાં,
એ બંધુભાવ તાહરાની સાખ પૂરતા.

પૂરે સહુ ય સાખ, 'આ દુહાગી દિલડું
રટે સદા તને, ને તો ય સાખ પૂરતું.

## ૪૦

કાં રડે તું ? તારાં આંસુ હવે લ્હોઇ નાંખ ;
સહુ દુઃખ ભ્રમણા, એક સત્ય હૃદય દઢ રાખ. ટેક.

ના જાણે જગપ્રપંચ તારા મનડાની મરિયાદ,
એવા અજ્ઞની આગળ રડવી ફોગટ શી ફરિયાદ !
કાં રડે તું ?

હૃદય પોપવા કાજ રડે શું ? એ છે જૂઠના બંધ ;
જન્મોજન્મ તને મૂંઝવી માર્યો, એ પર નવ થા અંધ ;
કાં રડે તું ?

સ્નેહસ્હોડમાં સૂવા કાજે કદી વલખતો હોય,
કોટયાનકોટી કલ્પ વીતતાં પૂરી તૃપ્તિ સાં ન્હોય ;
કાં રડે તું ?

નથી સુણી કદી મૃગવારીથી તૃષા બૂઝાવી ક્યાંઇ ;
ઉકેલ અનુભવ, ગયો વલખતાં અનંત કાળ વિલાઇ ;
કાં રડે તું ?

હરિઇચ્છા પર વહેતું મૂકી દે જીવનનું જડ અંગ ;
ભજવ પછી તું ભાવ ધરીને નિર્મળ નૂતન રંગ ;
કાં રડે તું ?

સમજ સમજ, હવે ઉર ઉઘાડી જો ! પીંડબ્રહ્માંડને ભૂલ,
પરિબ્રહ્મમાં પોષાઇ જા, ને થઇ જા અનંત અતુલ ;
કાં રડે તું ?

## ૪૧

ક્યાં સુધી વિરહાગ્નિ સુર ! આમ ફૂંકશે ?
ક્યાં સુધી તું હૃદયપુષ્પ બાળી મૂકશે ?
ક્યાં સુધી તું કડકડ થતા તેલની મંહી
આ જીવનકમળ માહરાને બંધુ ! તાવશે ?
શિતાંશુ એ જ એક લક્ષ માહરૂં, સખા !
ક્યાં સુધી આ પ્રલયઆગન ત્યાં ભભૂકશે ?

સત્વ તો ઉડી ગયું તુંરૂહની સહે,
નિઃસત્ત્વ માંસ માહરૂં ક્યાં સુધી ભુંજશે ?

આ દેહ હવે માત્ર અસ્તિનો છે માળખો,
ક્યાં સુધી શળીએ ચઢાવીને તું નિર્ખશે ?

આ નયનમાંથી રૂધિરઝરણ બંધુ જો ! વહે,
ક્યાં સુધી એ તીક્ષ્ણ તારૂં તીર ભોકશે ?

જોડીમાંનું એક ક્રૌંચ કામઠે વીંધી
અકલું ક્રૌંચ આમ ક્યાં સુધી જીવાડશે ?
ક્યાં સુધી આ પાંખ તોડી પંખી દીનને
અભાગીને ઝુરાવી ત્રિભુ તું રીબાવશે ?

## ૪૨

ક્યાંથી આવ્યો ? કહે તું પૂર્વ જન્મની પેર ;
લેવા લ્હાવો–આ મૃત્યુભુવનની લ્હેર. ટેક.
એ લહેરે કંઇ નૃત્ય કરંતા વિશાળ નભમાં તારા,
તે તારલાનું ચૈતન્ય તું, દૃગ ક્ષણક્ષણ કરે ચમકારા :
ક્યાંથી આવ્યો ?

પૂરે સહુ ય સાખ, આ દુહાગી દિલડું
રટે સદા તને, ને તો ય સાખ પૂરતું.

## ૯૦

કાં રડે તું ? તારાં આંસુ હવે લ્હોઇ નાંખ ;
સહુ દુઃખ ભ્રમણા, એક સત્ય હૃદય દૃઢ રાખ. ટેક.

ના જાણે જગપ્રપંચ તારા મનડાની મરિયાદ,
એવા અજ્ઞની આગળ રડવી ફોગટે શી ફરિયાદ !
કાં રડે તું ?

હૃદય પોષવા કાજ રડે શું ? એ છે જૂઠના બંધ ;
જન્મોજન્મ તને મૂંઝવી માર્યો, એ પર નવ થા અંધ ;
કાં રડે તું ?

સ્નેહસ્હોડમાં સૂવા કાજે કદી વલખતો હોય,
કોટયાનકોટી કલ્પ વીતતાં પૂરી તૃપ્તિ ત્યાં ન્હોય ;
કાં રડે તું ?

નથી સુણી કદી મૃગવારીથી તૃષા બૂઝાવી ક્યાંઇ ;
ઉકેલ અનુભવ, ગયો વલખતાં અનંત કાળ વિલાઇ ;
કાં રડે તું ?

હરિઇચ્છા પર વહેતું મૂકી દે જીવનનું જડ અંગ ;
ભજવ પછી તું ભાવ ધરીને નિર્મળ નૂતન રંગ ;
કાં રડે તું ?

સમજ સમજ, હવે ઉર ઉઘાડી જો ! પીંડબ્રહ્માંડને ભૂલ,
પરિબ્રહ્મમાં પોવાઇ જા, ને થઇ જા અનંત અતુલ ;
કાં રડે તું ?

## ૯૧

ક્યાં સુધી વિરહાગ્નિ ક્રુર ! આમ ફૂંકશે ?
ક્યાં સુધી તું હૃદયપુષ્પ બાળી મૂકશે ?
ક્યાં સુધી તું કડકડ થતા તેલની મંહી
આ જીવનકમળ માહરાને બંધુ ! તાવશે ?
શિતાંશુ એ જ શ્રેષ્ઠ લક્ષ માહરૂં, સખા !
ક્યાં સુધી આ પ્રલયઅગન ત્યાં ભભૂકશે ?

સત્ત્વ તો ઉડી ગયું તુંરહની સહે,
નિઃસત્ત્વ માંસ માહરૂં ક્યાં સુધી ભુંજશે ?

આ દેહ હવે માત્ર અસ્તિનો છે માળખો,
ક્યાં સુધી શૂળીએ ચઢાવીને તું નિર્ખશે ?

આ નયનમાંથી રૂધિરઝરણ બંધુ જો ! વહે,
ક્યાં સુધી એ તીક્ષ્ણ તારૂં તીર ભોકશે ?
જોડીમાંનું એક ક્રૌંચ કામડે વીંધી
અકલું ક્રૌંચ આમ ક્યાં સુધી જીવાડશે ?
ક્યાં સુધી આ પાંખ તોડી પંખી દીનને
અભાગીને ઝુરાવી વિભુ તું રીબાવશે ?

## ૯૨

ક્યાંથી આવ્યો ? કહે તું પૂર્વ જન્મની પેર ;
લેવા લ્હાવો–આ મૃત્યુભુવનની લ્હેર. ટેક.
એ લહેરે કંઇ નૃત્ય કરંતા વિશાળ નભમાં તારા,
તે તારલાનું ચૈતન્ય તું, દગ ક્ષણક્ષણ કરે ચમકારા :
ક્યાંથી આવ્યો ?

અનિલ અનંત એ લહરે લહરે દિગદિગંતની માંહ્ય
તારા શ્વાસને હૃદયે વ્હારી સ્થળસ્થળ પીયૂષ લ્હાય ;
ક્યાંથી આવ્યો ?

તારી ચરણરજ સ્પર્શ થતામાં ઉર્વિ યે બદલાય ;
કણકણ સ્થૂલતા ત્યાગી સમરસ આનંદઘન વરતાય ;
ક્યાંથી આવ્યો ?

નથી જન્મ કંઇ તારો પ્રભુ ! આ, જન્મ્યો સુંદર સ્વાંગ ;
જન્મ્યો તેને તજી પૃથ્વિ યે ધરશે નૂતન વાંગ ;
ક્યાંથી આવ્યો ?

કંઇક રગાડ્યા દેવદેવીઓ સ્વર્ગસદનમાં, વ્હાલા !
કાળઝાળમાં સૂવાડી સંધાં મહાપ્રલયમાં મ્હાલ્યા ;
ક્યાંથી આવ્યો ?

નથી પાર કંઇ, શું સંભારૂં ? થઇ ગયો ગૂમ હાવે ;
તું નહિ–હું નહિ, બધું એકરસ ત્રિભુ જ્ઞાન સમજાવે ;
ક્યાંથી આવ્યો ?

## ૪૩

મારા જીવનો જીવ, આત્મા તે મુજ. આત્મનો,
સમતાવનનો શિવ, સુર વિણ સૂનું જગત.

ધરતો બ્રહ્મનું ધ્યાન ગતઇંદ્રિય મૂકી પરી,
વિશ્વેશ્વરનું વાન સાચે સાચો સુપ્રસિદ્ધ.

પસારી પરમ વિચાર અનેક જન ઉદ્ધારિયા,
એ અંશા અવતાર સુર વિણ સૂનું જગત.

સુખદુ:ખ જીવસ્વભાવ, પરમાત્મા તેથી પરો ;
ભાસે ન ભાવાભાવ મુદ્દલ એ, મુજ મિત્રમાં.

સનકાદિક સમાન ચિત્તવૃતિ ચેતી રહી ;
રહી ન મમતા નામ, અંતર નિજ આનંદમાં.

ગરવું વશિષ્ઠજ્ઞાન અંગે અંગે રમી રહ્યું,
એ રઘુવંશી રામ ગુર વિણ સૂનું જગત.

પરમ બ્રહ્મમાં પ્રેમ, સહજ સમાધિમાં રહે,
જડભરતની જેમ મનથી છૂટો મિત્ર મુજ.

સુરતાના એ શ્વાસ જામેલ બ્રહ્મ જોગીના,
ખસેલ એને ખાસ માયાપડદો માંહલો.

## ૮૯

મારો સદ્દગુરુ હજી ન આવ્યો,
અતીત ના આવ્યો–ના આવ્યો. ટેક.

અનંત યુગના જેવી વિલપતાં એક એક પળ જાતી,
ગુરુજી મારા ! એક એક પળ જાતી ;
સૂર્યચંદ્રની ય વિરહ વેઠતાં સીઝી ગઈ સહુ જ્યોતિ ;
અતીત ના આવ્યો–ના આવ્યો.

સીઝી ગયા આ નવલખ તારા વાટ જોઈને, વ્હાલા !
ગુરુજી મારા ! વાટ જોઈને, વ્હાલા !
સીઝ્યો ઉદધિ અનંત વિચિએ, સીઝી મેઘની માળા ;
અતીત ના આવ્યો–ના આવ્યો.

સીઝી ગઇ આ ધર્મસ્વરૂપા ધીંગી ધરતી માતા,
ગુરૂજી મારા ! ધીંગી ધરતી માતા,
ઝાડ પાન ને વનવન સંધાં હરી ગયાં જોતાંમાં ;
અતીત ના આવ્યો--ના આવ્યો.

અનંત અનિલે અનંત લહેરો, અકળિત માયા એવી,
ગુરૂજી મારા ! અકળિત માયા એવી ;
જોતજોતાંમાં સીઝી લહરીઓ, બની નહોતા જેવી ;
અતીત ના આવ્યો–ના આવ્યો.

હદબેહદ આ ગગન ગભીરૂં એક પલકની માંહી,
ગુરૂજી મારા ! એક પલકની માંહી,
સીઝી ગયું, ઓ અલખ ! અસૂરી વાટડી જોતાં તારી ;
અતીત ના આવ્યો–ના આવ્યો.

તનમન મારૂં બધું સીઝી ગયું, સીઝે નામરૂપ હાવે,
ગુરૂજી મારા ! સીઝે નામરૂપ હાવે ;
ત્રિભુ વાટ એમ જોતાં વિરહી સીઝી ગયાં પૂર્ણ માવે ;
અતીત ના આવ્યો–ના આવ્યો.

## ૪૫

માલમી હમારો રે હંસલા ! તું હાલી ગયો એ જી,
માનસરમાં જામી રહી મધરાત ;
વાત વણસાડી રે અંધારાંના આભમાં એ જી,
કુંળાં કુંળાં કમળોનો થઇ ગયો ઘાત ;
માલમી હમારો રે.

આણવીંધ્યાં મોતી રે સાચાં મારાં ઉરમાં એ જી,
ચૂગતો'તો હુલ્લસિત વદને તું રોજ ;

પાંખડલી પસારી રે લહરે લહરે પ્રેમની એ જી
માણીગર ! ઉજ્જવળ માણતો'તો મોજ ;
માલમી હમારો રે.

દેવતાનાં ટોળાં રે આભમાંથી ઉતરી એ જી
નિરખતાં'તાં તારો નૃત્યની બહાર,
અપ્સરાઓ થંભે રે અંજાઇ તુજ આંખમાં એ જી,
વ્હાલમ ! એવો કરતો હતો તું વિહાર ;
માલમી હમારો રે.

નવ નાથ, સિધ્ધો રે ચોર્યાશી એ સામટા એ જી
આવંતા કંઇ ઉમિયાજીના કંથ ;
આગળની ઓળખાણે રે તને નમણું કરે એ જી
સોહાગી સહુ સાધુસંતો સમર્થ ;
માલમી હમારો રે.

અમૃતશબ્દો એના રે પડતાં અમે પી જતાં એ જી,
જામતી'તી એથી પરમ અમને ધુન ;
અકથ્ય ગાથા એની રે કથે ન કોઇ, ના કળી શકે એ જી,
ત્રિભુ સમજે સાચા સૂધા હરિજન ;
માલમી હમારો રે.

## ૪૬

અવિછિન્ન પ્રવાહ આંસુનો ચાલો હવે,
ઉન્ડી હૃદયની આહ દેહો મને-બ્રહ્માંડને.

પરમ સ્નેહનો માર દેશીડા! જતો હૃદયની પાર;
એ પર હૈડાં ઔસે નહીં;
દેશીડા રે! શું સમજાવું?

ચાતક અમારાં ઉર, દેશીડા! સાત સાયરનાં પૂર
એ પૃથ્વીવરસ્યાં પીએ નહીં;
દેશીડા રે! શું સમજાવું?

અનળ પક્ષીની હાર દેશીડા! ચઢી ગગન મોઝાર.
ઉંચે ચઢી ઉતરે નહીં;
દેશીડા રે! શું સમજાવું?

હારલ પકડયો દંડ, દેશીડા! પરમ સ્નેહનો દંડ,
એ મરતાં સુધી મૂકે નહીં;
દેશીડા રે! શું સમજાવું?

સતી થઇ તૈયાર પતિ સંગ સંચરવા એક વાર,
વાળી પાછી વળે નહીં;
દેશીડા! રે શું સમજાવું?

શુદ્ધ ક્ષત્રિયનાં બાળ ભરંતા પ્રબળ અરિદળ ફાળ,
પગ પાછો કદી કરે નહીં;
દેશીડા રે! શું સમજાવું?

ચઢી સાગરની લહેર, દેશીડા! સુરસ્નેહની લહેર,
ત્રિભુ અષ્ટ પ્રહર ઉતરે નહીં;
દેશીડા રે! શું સમજાવું?

## ૪૭

અલ ઉઠ, જીવ ! પ્રપંચપાસલાથી દૂર થા ;
સંસારીઓના સ્નેહ તે તમામ પાસલા.

જો ને ! રૂધિરઝરણુ રોમરોમથી ઝર્યાં,
તપાસ પોથી પાછલી, એ પૂર ઓસર્યાં.

રડી રડીને નીર જેહ નયન રોડિયાં,
એ સ્નેહી સ્નેહદેશથી શું દૂર ના ગયાં ?

તપાસ દૂર દૂર, જો અનંતતા મંહી,
ખાખ સ્નેહ, સ્નેહ ખાખ, કંઇ બીજું નહીં.

નિહાળ પૂર્ણપ્રેમ કૃષ્ણચંદ્ર, એ પ્રભુ
અખંડ વિરહમાં વહાવી ગોપિકા સહુ.

ચોળ સ્નેહખાખ સદાશિવના સમી,
નિજ સ્વરૂપ માંહિ વિભુ ! જા હવે શમી.

## ૪૮

સાચો સંબંધ પરિબ્રહ્મનો માનો, મનવા હમારા !
અન્ય સંબંધે દુઃખ છે, વ્યર્થ જન્મગુજારા ;
સાચો સંબંધ પરિબ્રહ્મનો.

સુખનો બેલી સંસાર આ ઘણું તુજ પાસ નાચ્યો,
રાચ્યો બહુ એના રૂપમાં, જ્યારે હતો મોહપાસો ;
સાચો સંબંધ પરિબ્રહ્મનો.

બાજી બધી બગડી ગઇ, આથમી સર્વે આશા,
રોળાઇ રમતે રાખમાં, સુખના પડ્યા તને સાંસા ;
સાચો સંબંધ પરિબ્રહ્મનો.

દુઃખના દહાડા દોહ્યલા, કોઇ બેલી ન, બંધુ !
સાવ એકેલો તું હવે, વણસી ગયું વિશ્વ સંધું ;
સાચો સંબંધ પરિબ્રહ્મનો.

આવ્યો'તો જગતમાં શું લઇ ? જાશો શું લેઇ સંગે ?
અધવચ ઉડ્યું પડી રહે, ઉતારો એનો રાગે ;
સાચો સંબંધ પરિબ્રહ્મનો.

સુખદુઃખ ફરતી છાંયડી, મીઠો-કડવો એ મેવો ;
પ્રભુઇચ્છા ત્રિભુ ! જે મળે પ્રેમે પ્રાસી તે લેવો ;
સાચો સંબંધ પરિબ્રહ્મનો.

## ૪૧

સુખસંયોગ મોહપ્રમાદને વધારતો,
જીવનને જડત્વની સંગે જોડાવતો.

જો તપાસી આસપાસ, ક્ષુલ્લક જીવ આ
સુખના સંયોગ થકી બ્હેકતા બધા.

મદ ગરૂરી માન અભિમાનના ભર્યા
નિજ સમાન અન્ય દીનને ન લેખતા.

ન લેખતા ઉવેખતા ને રંજતા સદા,
દિલ ગરીબને ઊંડાણે આગત મૂકતા.

ગરકીને હા ! સુખબાણુ નિજ કરે લઇ
નિજ નયનમાં ભોંકતી શું તે દીઠી નથી ?

દીઠાં નથી શું ધર્મ–સત્ય–સ્નેહપંખીડાં
સુખકરવતથી પાંખ કાપી પંગુ થઇ જતાં ?

આપતા વ્યાયામ હાથને પરાર્થે જે,
સુખથી હાથહીન બન્યા શું દીઠા ન તેં ?

આત્મરૂધિર દિવ્યતામાં જે વહેતું'તું,
સુખથી શ્યામ ને પિશાચી ના બની જતું ?

વિધિની ભાગ્યરેખ ઉત્તમતાની દુઃખની
સુખનાં તિમિરથી ભૂંસાતી શું દીઠી નથી ?

હરામી સુખથી ઘાત એમ નિજનો જે કરે,
એ સુખલોક તજી ત્રિશુ રહે દુઃખના દરે.

## ૫૦

અહો વિપત્તિઅભ્ર ! વિરહીશિર પડો વધુ ;
ઉર વિશુદ્ધ થાય એથી આ વધુ વધુ.

દુઃખની પરંપરા મહીં વિરહી જે તપે,
એહ અચળ આર્દ્રતાની શુદ્ધિ મેળવે.

આ દેહને જે દુઃખઆગન દાહ લાગતાં,
એ જ્વાળ સદા આત્મ કેરાં કુંદન તાવતાં.

મહાન ઇંદ્રિયદમનથી જે દમ સધાય છે,
સહજમાં તે દમ વિરહે સિદ્ધ થાય છે.

અવિચ્છિન્ન યત્ન યોગી યોગ માંહી આદરે,
કંઇક કાળે વૃત્તિવેગ એહનો શમે;

એ જ શમન વૃત્તિઓનું નિત્ય સહજમાં
થાય છે વિપત્તિના આઘાતમાં, સખા!

ભૂખ ઠંડ તાપ શરીરમાં ન લેખવે,
તિતિક્ષાની કોઇ વિરલ ભૂમિ એ ચઢે.

અર્ધમિલિત દ્રષ્ટિએ સ્વરૂપમાં સ્થિતિ
જન્મજન્મ યત્ન પછી થાય યોગીની;

એક ધ્યાન રાત્રિદિન વિરહયોગીનાં,
અનિમિષ નયન એકદ્રષ્ટ સ્નેહીનાં.

બ્રહ્માંડમાં યે દુઃખના જે દવ વડા જલે,
પાપઅંધકાર બાળી આત્મ ઉજ્જવળે.

## ૫૧

અંતરની વિભૂતિ વિપત્તિની સહે વસી;
મરદની મરદાઇ આફતની સહે વસી.

દુઃખ તો સદા ય જન્મપત્રીમાં લખ્યું,
કોણ એહ જેનું શિર દુઃખને ના નમ્યું?

જન્મ મરણ વિપત્તિ એ નિયમ નિત્યનો,
અન્યાય એહ માંહિ જીવે કેમ માનવો?

અચ્યુત કૃષ્ણગોપને જરા વિચાર તું,
યન્ત્રમાં ફરતું જીવન ન ઉન્નત થાય શું ?

તવ દૃષ્ટિની તમામ સૃષ્ટિ દ્રવ્યથી ભરી,
હોમાય નૂતનં નૂતન દેહથી ફરી ફરી.

ફરી ફરી વિશેષ વિભૂતિ ધારી ઉડતાં,
તનમને તમામ બંધુ ! જીવ ખીલતાં.

ખીલવાની અવધિ પ્રભુત્વે ભજ્યે થતી,
અનંત જીવનમુક્તિ એ જ સર્વની ગતિ.

નિશ્ચિત રહે તું, સ્થૂલનાશ નાશ એ નથી,
પલટાય ઉચ્ચતા મહીં તમામ વિભૂતિ.

દર્દ ગમી દુઃખ-જીવનના વિકાસ એ ;
સમજ સમજ, રહમ રહીમની મહાન એ.

ઉઠ, દિલ ! ઉઠ, શાહ બન આપત્તિમાં,
વિભુ પ્રભુત્વ વરસે જો ! શિરે વિપત્તિમાં.

૫૨

મહેમાન રાજહંસ એક દિન થઈ ગયો ;
પ્રસારી પ્રેમપર્ણ પંખી ગાજતો થયો.

સુંદર પુનિત દૃષ્ટિ એણે એવી તો કરી,
હમારૂં ચમન તે દિનોથી સહુ ગયું ફરી.

તે દિનોથી આભલાંની માળ ગઇ ઉડી,
જાગી રહી છે દિવ્ય રોશની હમેશની.

કાંટા અને શૂળો હતાં, તે સહુ ગયાં તજી,
સુગંધ ભર્યાં સુમન ઉભાં સ્વાંગને સજી.

ગ્રીષ્મઝાળ શો અનિલ આવતો'તો જે,
તે દિનોથી નિત્ય ત્યાં વસંતબ્હાર છે.

તૂટક તૂટક ઝરણસેર ઝીણી ચાલતી,
અસ્ખલિત વ્હેણ વહેતાં એનાં ત્યારથી.

અધરથી અંગાર તણાં ઝાપટાં ઝરે,
તે દિનોથી સુગંધ ભર્યાં ફૂલડાં ખરે.

અન્યોન્ય વૈરથી વિહંગ જેહ બાઝતાં,
મિલાવી પાંખે પાંખ–શ્વાસેશ્વાસ જોડતાં.

તે દિનોથી ત્રાસ તો યમદંડનો ગયો,
અભય પ્રભુવ્હેણ માંહી જાઉં છું વહ્યો.

તે દિનોથી રાગત્યાગ સહુ ગયો ભૂલી,
સઘન બ્રહ્મ સમરસે ત્રિભુ ગયો ડૂબી.

૧

નહીં દઉં તકલીફ તને હું હવે, હરિ !
કર્મભોગ ભોગવતો જાઉં છો મરી.

બાનાની પત રાખવાનું ના હવે કહું,
અડગ વ્રતથી માહરા નહીં કદી ચળું.

છોને શિરે વ્યોમ આ અથાગ તૂટતું,
છોને પૃથ્વિ ફાટીને પાતાલ ડોલતું.

છોને ઉછળી ઉદધિ મુજ બ્રહ્માંડ બોળી દે,
છોને મારી સૃષ્ટિ પ્રલયનીરમાં ડૂબે.

બહુ થયું, નહીં હવે પોકાર પાડું હું,
આ કાળજાના ઘાવ તે નહીં બતાવું હું.

ભલે ને મર્મમર્મમાં એ ઘાવ દાહ દે,
ભલે ને લૂણ એહમાં સહુ દુસ્મનો ભરે.

ગમી ન હોય ભાવિબાણ ઘોર વાગતાં,
સ્વીકારી એ આગાહી સંધી દેહ ધારતાં.

પ્રભુનો લેશ પ્રેમ જીવ ઉપરે થતાં,
પરમ સત્યની ભણી એ પાવ ધારતાં.

અનંત જન્મની કૃતિ એ માર્ગમાં નડે,
કર્મ કેરૂં ઋણ જીવને સદા ચડે.

ચહુપાસ કર્મભઠ્ઠી આ બ્રહ્માંડમાં તપે,
તપસ્વીઓનું કર્મ એની ખાખ સહ ખપે.

રાગત્યાગથી વિમુક્ત એમ જે થતા,
પરમ પ્રેમના સોપાન પર તે મ્હાલતા.

## ૨

વ્હાલા! સુર ને અસુર ન એક રે,
બગલા હંસલા સરખા ન લેખ રે,
વ્હાલા! નુગરાં સુગરાંથી ઉલટાં એ જી. ટેક.

અમરો અમૃતને પીએ રે, પિચાશ કરે લોહીપાન;
એકનું આગાર તેજમાં, અંધારામાં બીજાને આરામ રે;
વ્હાલા! નુગરાં સુગરાંથી ઉલટાં એ જી.

ઉદયકળા અર્કની થતાં રે કુમળાં કમળો ઉઘડંત,
ઉલૂક તો અંજાઇ જઇ આંખે થઇ જતાં મૂળગાં અંધ રે;
વ્હાલા! નુગરાં સુગરાંથી ઉલટાં એ જી.

વરસે સ્વાતીનાં બિંદુડાં રે, છીપને સુખ મોતી થાય;
જાલિમ ઝેર એનાં જામતાં નવકુળ નાગના કંઠની માંહ્ય રે;
વ્હાલા! નુગરાં સુગરાંથી ઉલટા એ જી.

મેંડુક કમળમૂળે રહે રે કરતાં કાદવનો આહાર;
ભમરા ભોગી સુવાસના પેશી અંતર પીએ અમીધાર રે;
વ્હાલા! નુગરાં સુગરાંથી ઉલટાં એ જી.

ઝવેરી જૂવે એમૂલ હીરલો રે, મૂર્ખ બિલોરે મોહાય,
એરણઘાવ હીરલા ઝીલે, ત્રિશુ કાચ ટકોરે તૂટી જાય રે;
વ્હાલા! નુગરાં સુગરાંથી ઉલટાં એ જી.

## ૩

જટિલયોગમાં હજી હું મન ગળે નહીં;
ત્રિવિધ તાપઝાળથી હું દિલ છૂટે નહીં.

ઝંપલાવું છું અનાદિ ઘોર તિમિરમાં ;
તિમિર જાણું, તો ય આંખથી છૂટે નહીં.

જાણી બૂઝી બલા સ્વીકારી મૂર્ખતા મહીં,
એ જૂલમી પાસલાથી બચું એ બને નહીં.

ઝહરજામ સૃષ્ટિસ્નેહના તમામ આ ;
શરાબી એ હજી ઉરેથી કાં ફીટે નહીં.

આ સૃષ્ટિ કશી! દ્રષ્ટિરંગની એ કલ્પના ;
એ ઝૂડબંધ વિષમ, હજી કાં છૂટે નહીં!

આ અહમ્ કોણ ! જેહ જાદુખેલની સમો
ઉઠયો અનાદિ, દુ:ખદ કાં હજી શમે નહીં ?

વિવેક વારવાર હા ! બ્રહ્માસ્મિ બોધતો ;
ભીતર ભેદગ્રન્થી કાં હજી છૂટે નહીં ?

શ્રુતિ વેદની વિલોડી–બ્રહ્મબોલ ગંભીરા
જાગે, તથાપિ ઉર કેમ શાંતિ એ નહીં ?

અજપ્યા જાપ એહના હું જીવનભર જપું,
અખંડ એક લગન એહ જામે કાં નહીં ?

અષ્ટાંગ યોગ સિદ્ધ સમો સાધતો રહું,
કદી સમાધિ ના છૂટે, એ કાં બને નહીં ?

૯

ઉઠો ઉઠો, આંખડી ઉઘાડો, મન ઘેલા !
નીંદઘેનમાંથી જાગો–જાગોને સવેળા ;
ઉઠો ઉઠો.

જુગ કાંઇ ગયા નીંદઘેન માંહિ વીતી,
જનમ જનમ પશુવત્ પોપી પ્રીતિ;
ઉઠો ઉઠો.

પશુ કેરા દેવ કરી પશુ તું પૂજારો;
એવું વ્હાલા કુરકુર જગડીનો મારો;
ઉઠો ઉઠો.

મસ્ત ફકીર! સત્યની કર દૃઢ પ્રતીતિ;
જૂઠડા જમાનાથી થા અલગ, અતિથિ!
ઉઠો ઉઠો.

૫

બસ! આજથી પિશાચ! તમે લ્યો ને રૂખસત;
અનંત કાળના અરિઓ! લ્યો ને રૂખસત.

દિલલગી તમારી સંગ ન હોય કોઇ દિન;
પ્રેમધર્મના અરિઓ! લ્યો ને રૂખસત.

પ્રપંચ અગનથી ભરી ઓ ઝાળ જગતની!
આ સુમનદિલ માહરાથી લ્યો ને રૂખસત.

જ્વલંત ઝહર વર્ષનારી વ્યાળસૃષ્ટિઓ!
હું ચંદન કેરે કાળજેથી લ્યો ને રૂખસત.

કિરાતિયંત્રના સમા મધુર મંત્ર ઓ!
હું દીન મૃગલાથી તમે લ્યો ને રૂખસત.

ચમન હમારૂં ચારૂ સદા સૂર્યચંદ્રથી,
ઓ ગ્રહણ-રાહુ એહના! તમે લ્યો ને રૂખસત.

કુમળાં હમારાં દિલ, અનિલલહર ના સહે ;
ત્યાં વજ્રગોળી મારનાર !' ક્યોને રૂખસત.

હમારા કોટિક જન્મના આ કર્મરાશિઓ !
આ ફેરની બળતી સગડી ! તમે લ્યો ને રૂખસત.

૬

પ્રવૃત્તિની પાઠશાળા આ, સુહૃદ ! સતશાસ્ત્ર ના એમાં ;
બૂરાઇના બધા ગ્રંથો, નથી પ્રભુના કશી એમાં.

અરે ! વેદાંતનાં વાક્યો તને રૂચે, નથી તે ત્યાં ;
ન ઉમદા જીંદગાનીના સુહૃદ ! સદ્‌ભાવ કંઇ એમાં.

નથી એ દેવની લીપિ, નથી ગાયત્રીના મંત્રો ;
ન છાયા શુદ્ધ સત્ત્વોની સુહૃદ ! કાંઇ રહી એમાં.

અરે ! આસુરી માયાથી બધાં છે સ્વાર્થનાં સૂત્રો ;
ભણે એ આસુરી શ્લોકો, ન શોભાનો સુહૃદ ! એમાં.

કરે એ ઘાત સ્નેહીની, જતી વિદ્વાન જોગીની,
અલૌકિક ઓલિઆઓની ; બધું અજ્ઞાન એ એમાં.

અને દ્વિજની બધી દીક્ષા સરી જાતિ જામૂલી યે,
ચડે ચાંડાળના રંગો, બને સૌ પ્રેત શાં એમાં.

હતા ક્ષત્રિય શૂરા સાચા, પરાર્થે જીંદગી દેતા ;
હરે નિજ અર્થને કાજે પરાયું રક્ત દે એમાં.

અહુ ભગવાનના દૈવી તૂટ્યા સદ્ધર્મના મહેલો :
ઇમારત આર્યની આજે સુહૃદ ! ક્યાંથી વળી એમાં.

અરે ! એ આર્યનો ઋષિ ચાગીનો ઉલટી ચાલ્યો ;
મહા જ્વાળામુખી નિત્યે સુહૃદ ! ભભૂકે હવે એમાં.

અરેરે! આર્યનો ભાનુ થયો છે અસ્ત બહુ દિનથી;
ઉષા એના ઉદયની ના હજી તો ભાસતી એમાં.

## ૭

પ્રવૃત્તિનો પરાજય રે કરવો મારે કેવી રીતે?
હાલકલોલક હૈડાં રે, જીતવાં એને કેવી રીતે? ટેક.

શું થંભાવું? થોભાવતાં વધુ વધુ વેગે ધાય,
ઝહર તણા એ ચેપથી ચંચળતા વધી જાય;
સ્થિરતા નથી સધાતી રે, નિવૃત્તિ સાધું કેવી રીતે?
પ્રવૃત્તિનો પરાજય રે.

સાતે સમુદ્ર એ ચેપથી હલમલી રહ્યા હરનિશ;
અંગોઅંગ ઉછાળીને ધસે-ઢળે દશ દિશ;
કરુણ એનું રડવું રે સુણ્યું જાયે કેવી રીતે?
પ્રવૃત્તિનો પરાજય રે.

પ્રચંડ પ્રતાપી સૂર્યમાં દીસે પ્રવૃત્તિના ડંખ;
ક્ષણભર ક્યંહી સ્થિરતા નહીં ઉજળે એને અંગ;
જવલંત જવાળા વરસે રે જોઇ જાયે કેવી રીતે?
પ્રવૃત્તિનો પરાજય રે.

એ ચેપે સંસાર સહુ પડયો બની મુડદાલ;
એ મુડદાંઓ ઉપરે ઝૂકી રહ્યાં દુઃખઝાડ;
જડમૂળ એનાં ઊંડાં રે ઉખેડયાં જાય કેવી રીતે?
પ્રવૃત્તિનો પરાજય રે.

જો ને! અનિલ એ ચેપથી ઘૂમે ચૌદ બ્રહ્માંડ;
વિશ્વે પાંખો વીંઝતાં પરવરે પૂર પ્રચંડ;

એને એક ખીલે રે અમર બાંધે કેવી રીતે ?
પ્રવૃત્તિનો પરાજય રે.

સમુદ્ર અનિલ સંસાર ને સૂર્ય તારલાવંશ,
અંતરિક્ષગણમાં નથી સ્થિરતાનો કંઇ અંશ ;
તો નિરવધિ શાંતિ રે હુંમાં આવે કેવી રીતે ?
પ્રવૃત્તિનો પરાજય રે.

૮

જેણે પ્રવૃત્તિનો કર્યો ત્યાગ રે.
સજી લીધો નિવૃત્તિનો સ્વાંગ રે,
વ્હાલા ! જાગ્યા સોહી જાણવા એ છ. ટેક.

પીયૂષ નયણાંથી ઝરે રે, વચનોએ દ્રુસતાં દ્રવંત ;
ધર્મે પદેપદ પરવરે, હૈડું પ્રેમાનંદે ઝુકંત રે ;
વ્હાલા ! જાગ્યા સોહી જાણવા એ છ.

સોહંતા સમદ્રષ્ટિમાં રે, નહિ રાગ, કોઇ શું ન દ્વેષ ;
મૂળે મમતા એને નહીં, નહિ નહિ કુબુદ્ધિ લવલેશ રે ;
વ્હાલા ! જાગ્યા સોહી જાણવા એ છ.

તનના સુખ સહુ શમી ગયાં રે, શમિયા મનના યે વેગ ;
શાંતિમાં એ જામી ગયા, એને સુખદુઃખના નહિ નેગ રે ;
વ્હાલા ! જાગ્યા સોહી જાણવા એ છ.

નહિ ઇચ્છાની ઉત્પત્તિ રે. કામના નહિ એને કોય ;
વાસનાઉર્મિ ઉઠે નહીં, સ્થિર ઉદધિના જેવા એ હોય રે ;
વ્હાલા ! જાગ્યા સોહી જાણવા એ છ.

અંતર જેવું છએ કથે રે, કથ્યાંનાં જેવાં જેનાં કૃત્ય,
ત્રિભુ એવાને ઉલ્લાસથી નિશદિન નમણું કરંત રે ;
વ્હાલા ! જાગ્યા સોહી જાણવા એ છ.

૧.

વ્હાલા ! પ્રવૃત્તિને ત્યાગી રે,
જેને નિવૃત્તિની રઢ લાગી રે,
સોહી દર્શન કરતા એ દેવના એ છ. ટેક.

ઉલટી દ્રષ્ટિએ દેખતા રે, ત્રિવેણીતટ પર તાર ;
એ તારે નૃત્ય ધારીને ઉઘાડે ચૌદ ભુવનનાં બાર રે ;
સોહી દર્શન કરતા એ દેવના એ છ.

ઉલટી શ્રુતિએ સુણતા રે અનહદ પ્રભુના અવાજ ;
એ નાદે વ્યોમ વધંતા કાંઇ નિરખતા તારાસમાજ રે ;
સોહી દર્શન કરતા એ દેવના એ છ.

ઉલટાં મન ઉપાડતા રે, મૂકતા ત્રિવેણીની પાર ;
આદ્ય સૃષ્ટામાં ભળી જતા, જેમ લવણઉદધિ એકતાર રે ;
સોહી દર્શન કરતા એ દેવનાં એ છ.

અહંપદને ઉલટાવીને રે શમાવે સુરતાની માંય ;
સુરતા સદ્‌ગુરુસાનમાં કાંઇ મેળવતાં મુક્ત થાય રે ;
સોહી દર્શન કરતા એ દેવનાં એ છ.

સ્મરણ દૃષ્ટિ સૃષ્ટિઓ રે મન બુદ્ધિ ને અહંકાર,
સકળાતીતમાં એ સહુ ત્રિભુ જમાવતા એકતાર રે ;
સોહી દર્શન કરતા એ દેવના એ છ.

## ૧૦

જેતાં ઉજ્જવળ શીલ અપાર રે,
અનુપમં રહેણી સદા એક તાર રે,
વ્હાલા ! આતમદર્શી એ જાણવા એ છ. ટેક.

તરુવર જેવાં લેખજો રે, કાપે એનાં અંગડાં યે કોય,
દહે ખણે એને ખાંતથી, આપે ફળફૂલ છાયા તો ય રે ;
વ્હાલા ! આતમદર્શી એ જાણવા એ છ.

ચંદન જેવા સ્વભાવના રે, દહે કોઇ એની યે કાય,
અનુપ સુગંધ એ આપતાં, એને તાવંતાં યે સુખ થાય રે ;
વ્હાલા ! આતમદર્શી એ જાણવા એ છ.

સમેટી મેલ સહુ ભોમના રે નદીઓ સાગરને લ્હાય ;
ગરવા સાગર ગંભીરા, કરી નિર્મળ સમાવે અંગ માંહ્ય રે;
વ્હાલા ! આતમદર્શી એ જાણવા એ છ.

બગલાં મારે માછલાં રે, માનવી ધૂવે મળ તીર ;
સરોવર કેરી સાધુતા, સહુને સ્નેહથી પાતાં નીર રે ;
વ્હાલા ! આતમદર્શી એ જાણવા એ છ.

નિજમાં વિકૃતિ ના જરી રે, દુઃખ દે કોઇ પારાવાર,
ઉલટા એને ઉદ્ધારતા, ત્રિભુ જાય એ પર બલિહાર રે ;
વ્હાલા ! આતમદર્શી એ જાણવા એ છ.

## ૧૧

જેને લાગી શબ્દની ચોટ રે,
તૂટી પડિયો કુબુદ્ધિનો કોટ રે,
વ્હાલા ! સાધુ એ શૂરા લેખવા એ છ. ટેક.

નિજનું બધું યે બાળી દઈ રે ધરતાં કેસરિયાં અંગ,
ધર્મનો ધ્વજ શૂર ધારતા, રણમાં ક્ષત્રિય રાખે એ રંગ રે;
વ્હાલા! સાધુ એ શૂરા લેખવા એ જી.

ઉંચું પદ આભનું તજી રે નીચે દ્રવે મેઘરાજ,
ધરતી રોમેરોમ ધારી લે, ધાર્યે બનતો એનો લીલો સાજ રે;
વ્હાલા! સાધુ એ શૂરા લેખવા એ જી.

પારધી–ગુરુએ ભૂલવી રે સુણાવ્યાં બ્રહ્મનાં વાજીંત્ર;
શિષ્યહરિણને મારિયાં, મરતાં મરતાં યે પોષ્યાં તનતાં તંત્ર રે;
વ્હાલા! સાધુ એ શૂરા લેખવા એ જી.

વાસંતી વાયુનાં ફૂલડાં રે રજરજ લહેરે વહી જાય;
ધન્ય! સુવાસ પ્રસારીને ધીમે ધીમે ફુલાં કરમાય રે;
વ્હાલા! સાધુ એ શૂરા લેખવા એ જી.

પરને કારણિયે અર્પતાં રે તનમન સમૃદ્ધિ તમામ
અલખના તાર તૂટે નહીં, ત્રિભુ કરતા એ ભડને પ્રણામ રે;
વ્હાલા! સાધુ એ શૂરા લેખવા એ જી.

## ૧૨

બ્રહ્મ આપે અનાદિ હોય રે,
માયા અનિર્વચનીય સોય રે,
વ્હાલા! મૂળને જોતાં નહિ જડે એ જી. ટેક.

જન્મ્યાનું નામ જાણિયું રે, અજન્મ્યાનું નામ ન હોય;
નામનો લય થાય નાશમાં, અજન્મ્યાનો નાશ ન હોય રે;
વ્હાલા! મૂળને જોતાં નહિ જડે એ જી.

વિષ્ણુ શિવ વિરંચીએ રે ત્રિગુણી માયાનાં એ નામ ;
ચૌદ ભુવન એનાં છોકરાં, વંધ્યાપુત્રના એ સહુ મુકામ રે ;
વ્હાલા ! મૂળને જોતાં નહિ જડે એ જી.

માયાના રૂપે નવ રાચિયે રે, એનાં જૂઠડાં અંગ ;
જૂઠો રંગ પતંગનો, એ તો બે ઘડીનો મોહફંદ રે ;
વ્હાલા ! મૂળને જોતાં નહિ જડે એ જી.

અસત્ય થયું થાશે નહિ રે, કલ્પ ભલે કોટી વહી જાય ;
મૃગવારી લહરો લહે, એનું ટીપું યે વારી નવ થાય રે ;
વ્હાલા ! મૂળને જોતાં નહિ જડે એ જી.

ફૂલ્યાં કેસુનાં ફૂલડાં રે, ખાખર શોભીતો સુહાય ;
સુવાસનો ભોગી ભ્રમરલો ત્રિભુ દ્રષ્ટિ કરે નહિ ત્યાં ય રે ;
વ્હાલા ! મૂળને જોતાં નહિ જડે એ જી.

## ૧૨

જે મનવાણે ન ગ્રહાય,
ગુરૂજી ! અલખ લખ્યા કેમ જાય જી ? ટેક.

નહિ પૃથ્વી ગુરૂ ! પાવ ધરૂં ત્યાં,
નહિ ગમ ત્યાં શો જવાબ જી ?
ખૂબ અંતરમાં ખોળી જોયું,
મને ગમ ન પડતી જરાય ;
ગુરૂજી ! અલખ લખ્યા કેમ જાય જી ?

અગન ગગન ત્યાં કશું નહિ,
ગુરૂ ! નહિ ઉડુગણચમકાર જી ;

શૈલ કે સાગર'સ્થાવર જંગમ
નહિ વનનો વિસ્તાર ;
ગુરૂજી ! અલખ લખ્યા કેમ જાય જી ?

સૂરજ નહિ, નહિ ચંદ્ર સુકોમળ,
સંધ્યા ઉષા ન સુહાય જી ;
નહીં પવન, ગુરૂ! પાણી નહીં,
એ ઇંદ્રિયથી ન ઓળખાય ;
ગુરૂજી ! અલખ લખ્યા કેમ જાય જી ?

વેદે શાસ્ત્રે પુરાણ માંહીં
છે પઠન અપરંપાર જી ;
વાગીશ્વરીની યે નજર ન પૂંચે,
એમ પ્રગટ કરતાં પોકાર ;
ગુરૂજી ! અલખ લખ્યા કેમ જાય જી ?

જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ નહીં,
નહિ તુર્યામાં નિરખાય જી ;
વિષય વિષયી બને નહીં ત્યાં
પદાર્થ કેમ પરખાય ?
ગુરૂજી અલખ લખ્યા કેમ જાય જી ?

અલ્પજ્ઞ જીવ હું કાંઇ ન જાણું,
બ્રહ્મ સમર્થ સરજનહાર જી ;
ભાવાભાવ ત્રિભુ કશું ન ભાસે,
વિરમું કરતાં વિચાર :
ગુરૂજી ! અલખ લખ્યા કેમ જાય જી ;

## ૧૯

પંજો ગુરૂના પ્રેમનો પડ્યો-પડ્યો નહીં ;
આનંદમસ્તીમાં હજી પડ્યો-પડ્યો નહીં.

હજી હું ચર્મપૂતળાં મહીં રમ્યાં કરૂં,
એ મૂળ બંધ મોહનો છૂટી શક્યો નહીં.

આ ભેજું ચમક્યું માહરૂં, ઉચાટમાં ભમે ;
અદ્વૈતશાંતિ એહમાં ભરી શક્યો નહીં.

ઉઠે ઉડંતી કલ્પના કંઇ વીજવેગમાં,
બ્રહ્મઅગન એહમાં કૂદી શક્યો નહીં.

સંસાર કેરી ઝાળ શી ઇચ્છાની ઉર્મિ આ,
બ્રહ્મરસે શાંત એ કરી શક્યો નહીં.

ભવાટવિમાં ભટકી અંગ ઝાંઝરાં થયાં,
મનમહૂલી ઝાંઝરી કરી શક્યો નહીં.

તરૂં છું છિલ્લર છીછરાંમાં પંગુ પ્રાણી હું ;
મચ્છ મહાઉદધિનું થઇ શક્યો નહીં!

ઉડું છું અદ્ધર આભ માંહિ વેગતો ભર્યો ;
કુરનસ દેવભાવને કરી શક્યો નહીં.

અદૃશ્ય મને તાણે તેમ હું તણાઉં છું ;
હુંપણું અદૃશ્યમાં હોમી શક્યો નહીં.

માયાની નટડી નાચે તેમ નાચતો રહ્યો ;
આખર બ્રહ્મયોગ વિભુ સાધી શક્યો નહીં.

## ૧૫

વ્હાલિડા ! અણધારી રે જીવનશુદ્ધિ આવી મળે ;
મોટા તપધારી રે ગતિ એની કોઇ ના કળે. ટેક.

બ્રાહ્મણ રુધિરમાંસના ગંજ કરી ચોપાસ
દશ મુખ આહુતિ દઇ રે વર્તાવતો'તો ત્રાસ;
રામે હણંતાં એને રે બ્રહ્મ એવું દૂર ભળે ;
વ્હાલિડા ! અણધારી રે.

હિંસક ભીલના હાથથી તીવ્ર છૂટતાં તીર
બીલીપત્ર પડિયાં ખરી રે ચંદ્રમૌલીને શિર ;
દિવ્ય વિમાને બેશી રે હીણો હિંસક સ્વર્ગે પળે ;
વ્હાલિડા ! અણધારી રે.

લુંટે રોજી રાખતો, ભરતો શોણિતશ્વાસ,
એ સનકની સાનથી રે છૂટયો ક્રૂર ભવપાશ ;
આદ્ય કવિ કહેવાઇ રે વાલ્મિકને ઋષિસ્થાન મળે ;
વ્હાલિડા ! અણધારી રે.

અજામેળ બ્રહ્મપુત્રને ચાંડાળણી શું ઘરવાસ ;
વૃદ્ધપણામાં યે વામી એ રે મૂકતો ન મોહપાશ ;
નારાયણ નામ લેતાં રે અંતકાળે મુક્તિ મળે ;
વ્હાલિડા ! અણધારી રે.

કૃપાની પળ ભગવંતની, અનંત અઘોર પાપ ;
નિમિષ માત્રમાં બાળીને રે ઉડાવી દેતી ખાખ ;
તલસો એ પળ માટે રે, પ્રિભુ ક્યારે ભાગ્ય ફળે ;
વ્હાલિડા ! અણધારી રે.

## ૧૬

બ્રહ્મના સાગર ડોલે, ડોલે એની લહેરે;
જગતરૂપે નિરંજન અળખૂત ખેલે;
બ્રહ્મના સાગર ડોલે, ડોલે એની લહેરે.

નવા જેવા ખેલ, નિરંજન જૂનો ખેલાડી;
આપે સર્જંતી મૃગવારિની વાડી;
બ્રહ્મના સાગર ડોલે, ડોલે એની લહેરે.

પોતે ફળ ફૂલ વેલી ભ્રમરે ભમંતો;
આપે રસરૂપ એક રસમાં રમંતો;
બ્રહ્મના સાગર ડોલે, ડોલે એની લહેરે.

મૂળે એક વસ્તુ, અનેક એ તો કાચું;
સમરસ સઘન નિરંજન એ સાચું;
બ્રહ્મના સાગર ડોલે, ડોલે એની લહેરે.

## ૧૭

માલિકજામનો નિશો ચડ્યો–ચડ્યો નહીં;
એકતાર એક ધુનમાં થયો–થયો નહીં.

મોજૂદ દૃષ્ટિવેગ હક માહરા બન્યા;
શૂન્યમંડળે શમાવી એ ચડ્યો નહીં.

ભિન્નત્વ ભાન ભાળે તારલાનાં ઝૂમખાં,
અદ્વૈત એકજ્યોત ત્યાં જગવી શક્યો નહીં.

આ અનિલ શીતલ ચંદ મધુર ઘોર ગર્જતા,
એ બ્રહ્મશ્વાસે એકતા કરી શક્યો નહીં.

આ સૃષ્ટિ માંહી સૃષ્ટ સુગન ત્રિવિધ નાચતાં,
વ્યક્તિત્વ એહ માંહીનું ભૂલી શકયો નહીં.

આ વિહંગ ભિન્ન ભિન્ન ગાન મીઠડાં દ્રવે;
અલખગાનમાં ઉતારી એ શકયો નહીં.

બ્રહ્માંડ વિવિધ તારનું વાજીંત્ર છેડતું,
અદ્વૈતતારમાં મીલાવી એ શકયો નહીં.

આ સરિત સરવર ઉદધિ મેઘ મીઠડા ઝરા,
અનેક એકજલ બનાવી હું શકયો નહીં.

કંઇક આડકોટ ઉભા આભના સમા;
દેદાર દિલભર બ્રહ્મનો લઇ શકયો નહીં.

ગુરૂએ હાથ શિર ધર્યો, શું ના ધર્યો-થયો?
સમાધિયોગ ત્રિભુને થયો-થયો નહીં.

## ૧૮

મારે અંતર આમૂઝણ થાય,
ગુરૂજી! કાંઈ હુંથી ન સમજાય જી. ટેક.

વૃક્ષબીજમાં આદ્ય બીજ, કે
હશે વિટપનો વિસ્તાર જી?
કે વૃક્ષબીજ એ ય હશે અનાદિ?
એનો બુદ્ધિ ન પામે પાર;
ગુરૂજી! કાંઇ હુંથી ન સમજાય જી.

જળસ્થળ સૃષ્ટિ કેમ ઉપજ્યાં?
કોણ એનો કરતાર જી?

સંગરંગ સૂજનારને કે નહીં?
  દોષિત બ્રહ્મ શું થાય?
    ગુરૂજી! કાંઇ હુંથી ન સમજાય જી.

જ્યાં રે જોઉં ત્યાં ભિન્નત્વ ભાસે,
    એકરસ કહ્યું કેમ જાય જી?
નભ ગ્રહ તારા જૂદા જૂદા આ,
  હું-તું--ભેદ ઉભરાય:
    ગુરૂજી! કાંઇ હુંથી ન સમજાય જી.

ગુણના ગંજ ભર્યા, ત્યાં ક્યાંથી
  નિર્ગુણ બ્રહ્મ સુહાય જી?
ચંદ્રસૂરજ ગુણ, સુરને લેપ એ,
  બ્રહ્મા વિષ્ણુ લેપાય;
    ગુરૂજી! કાંઇ હુંથી ન સમજાય જી.

જનમોજનનની કલના કૂડી
  તે કેમ રોકી રખાય જી?
મનવિદ્યુતના વેગ કહો ક્યાં
  સ્થળ વિણ શમવ્યા શમાય?
    ગુરૂજી! કાંઇ હુંથી ન સમજાય જી.

આ સંસારના ભાવઅભાવે
  સુખદુઃખ દિલમાં થાય જી;
સ્વભાવસિદ્ધ એ પ્રત્યક્ષ ભાસે,
  છોડયે ત્રિભુ કેમ છોડાય?
    ગુરૂજી! કાંઇ હુંથી ન સમજાય જી.

૧૧

લક્ષ અલક્ષે દોરવાય,
વ્હાલિડા! ભરપૂર બ્રહ્મ દર્શાય જી. ટેક.

બીજમાંથી વૃક્ષ વાધ્યું,
વિટપે બીજ અપાર જી;
બીજમાંથી સૃષ્ટિ સઘળી,
આદ્ય બીજ ૐકાર;
વ્હાલીડા! ભરપૂર બ્રહ્મ દર્શાય જી.

સ્થળસ્થળમાંથી: અનિલ લહરો
અવની ઉરમાં વાય જી;
બ્રહ્મને સંગરંગ લાગે નહીં
ઘટઘટ રમતો સદા ય;
વ્હાલિડા! ભરપૂર બ્રહ્મ દર્શાય જી.

અનંત ઉર્મિ ઉદધિમાં ઉછળી
ઉદધિ માંહી સમાય જી;
બ્રહ્મઉદધિમાં અનંત બ્રહ્માંડો
એમ ઉછળી વિલાય:
વ્હાલિડા! ભરપૂર બ્રહ્મ દર્શાય જી.

સહુમાં વસે, ને સહુથી ન્યારો,
જેમ સૂર્યજ્યોતઅંબાર જી;
બાહર ભીતર બ્રહ્મ બધે એમ,
બ્રહ્માંડપાર અપાર:
વ્હાલિડા! ભરપૂર બ્રહ્મ દર્શાય જી.

કાષ્ટ મથતાં અગ્નિ વાધે,
  ચેતે દીપથી દીપ જી;
ગુરૂ ચેતાવે ચિનગારી તો ત્રિભુ
  પ્રગટે એક અદ્વૈત:
    વ્હાલિડાં! ભરપૂર બ્રહ્મ દર્શાય જી.

## ૨૦

લક્ષ અલક્ષે લય થાય,
    દેશીડા! દિલમાં બ્રહ્મ દર્શાય જી. ટેક.

ઉર્વિ સલિલે, સલિલ અનિલે,
  અનિલ તેજે શમી જાય જી,
તેજ ગગનમાં, ગગન બ્રહ્મમાં,
  એમ લયે બ્રહ્મ સમજાય;
    દેશીડા! દિલમાં બ્રહ્મ દર્શાય જી.

પ્રાણ મનમાં, મન બુદ્ધિમાં
  ઠીક કરીને ઠહરાય જી,
બુદ્ધિ અહમ્‌માં, અહમ્ માયામાં,
  માયા બ્રહ્મે ભળી જાય;
    દેશીડા! દિલમાં બ્રહ્મ દર્શાય જી.

એક અખંડ ઉગે અવિનાશી,
  અંતરગત ઓળખાય જી;
સ્ફુરણા સર્વે શાંત થતામાં
  આનંદઘન ઉભરાય:
    દેશીડા! દિલમાં બ્રહ્મ દર્શાય જી.

વિષયવિષયીનું ભાન ન રહે જ્યારે
સ્થિર સમાધિ સધાય જી :
દિવ્ય શાંતિમાં સતના અનુભવ
સતમાં સુરતા સમાય;
દેશીડા ! દિલમાં બ્રહ્મ દર્શાય જી.

અલ્પજ્ઞ જીવ જ્યારે અહમ્‌પદ છાંડે
ત્યારે બ્રહ્મ સનાતન થાય જી ;
એ જ સનાતન વસ્તુ ત્રિભુ એમ
મરજીવાએ મણાય :
દેશીડા ! દિલમાં બ્રહ્મ દર્શાય જી.

## ૨૧

એને સોહમ્ સમજાય,
સાધો ! એને સોહમ્ સમજાય જી. ટેક.

અંતર ઉજ્જવળ કાચ સરીખું
નિર્મળ જ્યારે થાય જી,
સંસારપરની સ્વયંજ્યોત ત્યારે
આપે પ્રગટ એ થાય ;
સાધો ! એને સોહમ્ સમજાય જી.

ખુલ્લી આંખે ભમે ખલકમાં,
તો ય જાગૃત ન જરાય જી;
અંતર ઊંઘેલાના જેવું
પ્રપંચપૂરે નવ ધાય;
સાધો ! એને સોહમ્ સમજાય જી.

ખુલ્લે કાને વિચરે જગતમાં,
તો ય બધિર વરતાય જી;
અનહદ નાદે રહે શ્રુતિ નિત્યે,
અન્ય શબ્દે ન ચળાય;
સાધો! એને સોહમ્ સમજાય જી.

નહિ જાગૃત, નહિ સ્વપ્ન સુષુપ્તિ,
તુર્યપદ નવ જાણ જી;
સકળ સ્થિતિથી એહ નિરાળી,
એકતાર નિર્વાણ;
સાધો! એને સોહમ્ સમજાય જી.

દુઃખસુખ ને ભાવઅભાવ એના
બ્રહ્મઅગ્નિમાં ભૂંજાય જી;
સ્થિર દીપક સમ ને મહાવર્તીએ
ત્રિભુ બ્રહ્મ ભણાય;
સાધો! એમ સોહમ્ સમજાય જી.

૨૨

સઘન બ્રહ્મ સમાન બીતરબહારમાં બધે;
અવાચ્ય આનંદમાં હજી ભળી શકું નહીં.

ભરપૂર આ બ્રહ્માંડ સમરસ શાંતિમાં સતું;
જાણું, તથાપિ શાંતિમાં સૂઈ શકું નહીં.

અથાગ ગભીર વ્યોમ સ્થિરતામાં ઠરી રહ્યું;
ઠરી જવાનું સર્વ, તો ય ઠરી શકું નહીં.

શમી ગયા શું શાંતિમાં તમામ તારલા !
જાણું એહની કળા, કરી શકું નહીં.

મૌન શીતળ ચંદ્રિકા બહાર લૂંટતી ;
બહાર સમજું એ, તથાપિ લઇ શકું નહી.

મૂંગા મંગા આ શૈલ શાંતિસિંધુમાં ડૂબ્યા ;
ઝૂકાવી એક વાર હું ડૂબી શકું નહીં.

એક પંખીનો ય શબ્દ લેશ ના સુણું,
અંતરમુખ એ થયાં, હું થઇ શકું નહીં.

વૃક્ષ સ્થિર આ બધાં, ન પર્ણે હાલતાં ;
તદ્રૂપ તેવું તાન લગાવી શકું નહીં.

દીસે ન નામ માત્ર વેગ આ અનિલમાં,
નિર્વેગ શાંતિ એવીમાં ભળી શકું નહી.

દૃષ્ટિ સૃષ્ટિ બ્રહ્મ એકતાર સહુ બને,
સ્થિર સમાધિ ત્રિભુ એ સાધી શકું નહી.

## ૨૩

બાનાની પત એવી રે ઝડકતું એ પીયૂષ કરે ;
અંધારાં અજવાળી રે દિલડામાં દીપક કરે. ટેક.

મહાપ્રલય મેદાનમાં અગન ચહુદિશ વાય,
એહ અગન પ્રાસી જતાં મહેશ નિજ ઉર માંય ;
પચાવી એને પ્રીતે રે બ્રહ્માનંદનો ભાવ ભરે ;
બાનાની પત એવી. રે.

નહીં અમરતનુ કે નહી માનવ તનુ મર્યાદ,
હવે વરાહતનુ ધારીને રે હર્યો અસુરનો ઉન્માદ ;

નિજ દાઢે ધરા રાખી રે, ઉદ્ધારી એક સ્તુતિ કર્યે;
બાનાની પત એવી રે.

કુલીનપણાનું કંઇ નહીં, ધરી પ્રચંડ પ્રતાપ,
લોહસ્થંભથી નીકળી રે નૃસિંહ મારે તરાપ;
પ્રહ્લાદને ઉગારી રે નખે અસુરપ્રાણ હરે;
બાનાની પત એવી રે.

વિશ્વંભરને વય નહીં, નહિ કાળનો સ્વાંગ,
કૃષ્ણ કાલિંદી ત્રાટકી રે નાથ્યો કાળી નાગ;
ફણે ફણે પગ ઠોકી રે નાગને મુખડે રૂધિર ઝરે;
બાનાની પત એવી રે.

મહા વિપત્તિમાં ગણે મહાસંપતનું મૂળ;
નિજ કુળ યાદવ કોટીને રે કરે કૃષ્ણ નિર્મૂળ;
પ્રલયવારી પાથરી રે મહીથી પાછાં બહ્માંડ કરે;
બાનાની પત એવી રે.

## ૨૯

જેમાં સહુ સંસાર આનંદઓચ્છવ મચાવતા,
ત્યાં રડતું જારબેજાર મળ્યું ભાગ્યમાં માહરા.

પ્રભુનું બાનું એવું રે પ્રવૃત્તિ એને નવ નડે;
ધાર્યું જેણે અંગે રે એના સર્વે જન્મ ટળે. ટેક.

અહો! એ બાનું શું કહ્યું? વિશાળ વ્યોમ સમાન,
ચકચકતા નવલખ ગૃહો રે એ મહીં લે આરામ;
અંતર એને તો યે રે અહમ્ભાવ ન કદી યે ચઢે;
પ્રભુનું બાનું એવું રે.

અહો ! એ બાનાની પતે સૃષ્ટાની સહુ સૃષ્ટિ
નિજ નિજ કાર્યે વર્તતી રે કરતી અમૃતવૃષ્ટિ ;
જળસ્થળ જીવો સૌમાં રે ઉછળતા શા રમ્ય રમે !
પ્રભુનું બાનું એવું રે.

અહો ! એ બાનાની પતે અનિલજીવનના ઓઘ
પોષે સહુ બ્રહ્માંડના રે ભાતભાતના ભોગ ;
નયન લ્હેરાતાં લહરે રે મીઠડાં એનાં મોજાં વડે ;
પ્રભુનું બાનું એવું રે.

અહો ! એ બાનું શું કયું ? ઉદધિ બની ગંભીર
અનહદ-શ્રુતિએ ઉછળે રે અનહદ શીતળ નીર ;
નાવો ઉપર ચાલે રે, ઉરમાં જીવજંત વાસો વસે ;
પ્રભુનું બાનું એવું રે.

અહો ! એ બાનાની પતે પ્હાડ ઝાડ ચોગાન
વિધવિધ ઉગે વનસ્પતિ રે સુમન વેલી ભૃંગગાન ;
જડચેતનનાં સહુનાં રે અંતર માંહિ તૃપ્તિ રમે ;
પ્રભુનું બાનું એવું રે.

## ૨૫

અગમના તારમાં તારો મિલાવી તાહરા તું દે ;
સુરો ઉંચા નીચા મધ્યમ-બજે એવા બજાવા દે.

પ્રભુ ખેંચ્યેથી ખેંચાવું, ઢીલા મૂક્યે ઢીલા થાવું ;
ચહે એવું બની રહેવું ; બજે એવાં બજાવા દે.

કદી સાંજે સવારે, કે કદી મધ્યાહ્ન મધરાતે,
કદી યે વાર તહેનારે, બજે એવાં બજાવા દે.

મળો પરમાત્મની બધી યે વહે અમૃતના અંશો ;
સહુ યે માંગલિક માની બજે એવા બજાવા દે.

કદી ઉંચા ચઢી પ્હાડે નીચે નવખંડને ન્યાળી
ગમીનાં નેત્ર ભીનાંમાં બજે એવા બજાવા દે.

કદી ભવ્ય વ્યોમને ખોળે તારલિયા ઝૂમખાં ઝૂલે,
અહો ! એ ઝૂમખે ઝૂલતાં બજે એવા બજાવા દે.

અને કંઇ વાયુની લહરે, પરમ પરિમળ જ્યહાં રેલે,
વહંતાં લહર એવીમાં બજે એવા બજાવા દે.

કદી રમ્ય બાગના ક્યારે કુળાં ફૂલડાં રતિ સ્રાવે,
ઝીલે ભૃંગ ગુંજતાં, સાં યે બજે એવા બજાવા દે.

કદી મદમસ્ત ઉદધિમાં તુફાનો વીંઝતાં મોજે
ચીરાતી ક્ષિતિમાં બેશી બજે એવા બજાવા દે.

કદી મહેફિલ મોટીમાં, કદી બાઝારગિરદીમાં,
કદી એકાંત સુખદુ:ખમાં બજે એવા બજાવા દે.

## ૨૬

ખરતાં જૂનાં પાન નવીન તરુવર ધારતાં ;
એવાં દેહનાં દાન જન્મ જન્મ જીવને મળે.

વળી ઉદધિમાં જેમ અનેક ઉછળે ઉર્મિઓ,
અનેક બ્રહ્માંડ એમ વણસીમ ઉછળે આભમાં.

નાનામોટા લોક અસંખ્ય ઉછળે ને શમે ;
અનંત જીવની ઝોક ઉગે ને એમ આથમે.

પૃથ્વિ વ્યોમ ને સ્વર્ગ અંતરિક્ષ આદિ આ બધું,
દેવ-મુનિનો વર્ગ, પળમાં પ્રલયે શમી જતાં.

એ આગળ કોણ માત્ર મર્ત્યજીવન હું માનવી ?
ગંદાં જેનાં ગાત્ર, અંગઅંગ અળખામણાં.

હાડ માંસ રૂધિર મેદ શુક્ર ચર્મે મઢયાં ;
એવું ગંદું શરીર ; ચમારપણું છૂટી ગયું.

વ્હાલા ! ન કરીએ વ્હાલ ચમારપણાના સંગનો ;
જૂઠી એ મોહજાળ અનેક જન્મ બાળી મૂકે.

પ્રથમ સૃષ્ટિ સળગાવ, દૃષ્ટિમાં મૂક દાહ તું ;
જૂનો મંત્ર જગાવ મનની કલના મૂકીને.

## ૨૭

માનવ જાત મહેમાન, મહેમાન વિશ્વની મેદની ;
અનંત એનાં અવસાન સાધુ ! સત્ય લોકે ઠર્યાં.

આવેલ અતિથિ એને આદર દેજો રે,
મહાજન ! મીઠરે મળજો રે ;
પ્રેમાશ્રુએ એનાં ચરણ પખાળી રે
થોડાં થોડાં થઇ જાજો રે ;
આવેલ અતિથિ એને આદર દેજો રે.

જાત પૂછતાં તમને જાહેર થાશે રે,
એ છે અજન્મા જોગી જૂના રે ;
ચંદ્ર સૂરજ સૃષ્ટિ અનિલે નહોતા રે,
મેરામે પ્રવાસી તે દીનાં રે ;
આવેલ અતિથિ એને આદર દેજો રે.

શૂન્ય સેજલડીએ કંઇ જુગ સૂતા રે;
આપે અણુધાર્યો ઉઠી ત્યાંથી રે
અવધૂત વેશે એણે અટણ માંડયાં રે,
જાતું છે ત્યાં આવ્યા જ્યાંથી રે;
આવેલ અતિથિ એને આદર દેજો રે.

થોડીક પળને માટે થયેલ પરોણા રે,
રખે ઉણું એમાં કાંઇ રાખો રે;
વીતી વેળા તે પાછી હાથ ન આવે રે,
રખે હારતાં જન્મ બાધો રે;
આવેલ અતિથિ એને આદર દેજો રે,

પંખીના મેળા જેવો મેળો છે એનો રે,
ઉઠી પ્રભાતે એરામ જાશે રે;
કોટી ઉપાયે પાછા મળશે ન કોટી રે,
વ્હાલમ રોક્યા ના રખાશે રે;
આવેલ અતિથિ એને આદર દેજો રે.

રેણુ અંધારી માટે રોકાઇ રહ્યા છે રે,
મજલ કરી છે એણે મોટી રે;
કૃપા કરીને ત્રિભુ તમ ઘેર આવ્યા રે,
મુકામ નાંખેલ કોટાનકોટી રે;
આવેલ અતિથિ એને આદર દેજો રે.

૨૮

તું–કેસરીને બંધન કશું? મમતાજાળ તોડી દે,
તારી સ્વતંત્રતા કારણે ગિરિગુફા વેરી લે;
તું–કેસરીને બંધન કશું?

કેસરીકુળની મર્યાદ એ, આભે ગર્જન થાતાં .
શિર પછાડીને મરે, વ્યોમે વીજ ચમકતાં ;
તું–કેસરીને બંધન કશું ?

શ્વાન સામા ઘૂરકે ભલે, જંબુક શિર દે ટકોરા,
ભાલું ખીજવે: ખીખી કરી, નાર બતાવે નિજ નોરા ;
તું–કેસરીને બંધન કશું ?

કેસરીકુળની મર્યાદ એ, ઉડી એક છલંગે
કુંભસ્થળ ચીરે હસ્તિનાં, પંજે રક્તમાં રંગે ;
તું–કેસરીને બંધન કશું ?

જો ને નીચ ચાંડાળ આ માંસ મુડદાલ નાંખે,
બિલ્લી મુશકની સમ ગણી એક લાકડીએ હાંકે ;
તું–કેસરીને બંધન કશું ?

કેમ ફસે વ્હાલા ! ફંદમાં ? તારી તુલના નથી ક્યાં ;
પીંજર પંજે તોડી ત્રિભુ હોઇ જા વન કેરો રાજા ;
તું–કેસરીને બંધન કશું ?

૨૧

કેસરિયાં કપડાં કરી ધર્મને યુદ્ધે ઉભો થા ;
ખુલ્લી સમશેર શબ્દની લઇને રણમાં ધસી જા ;
કેસરિયાં કપડાં કરી.

દેવને દુર્લભ યુદ્ધ આ વ્હાલા ! સમય ન ચૂકે,
તેગ ચલાવ્યા વિણ અરિ તારો કેડો ન મૂકે ;
કેસરિયાં કપડાં કરી.

પાંચે પાદરમાં દૈત્યો પડ્યા. અનગળ સૈન્ય અઘોરી ;
નગરના કોટ ને કાંગરે કૂદા કરતા બળજોરી ;
કેસરિયાં કપડાં કરી.

રાજભુવન સુધી આવિયા કરમાં લઇ ક્રૂર ફાંસા,
ચેત ! આ આવી અંતની ઘડી, વસમી સુણુ અરિવાચા ;
કેસરિયાં કપડાં કરી.

જો ! શયતાન સેનાપતિ હવે તારી ગમ આવે,
તેગ પકડ, નહિ તો તે તને બરોબર કેદી બનાવે ;
કેસરિયાં કપડાં કરી.

નાંખશે તને મોહકૂટીમાં, તિમિરના કુંડે રોળાવે ;
ઉઠ ઉઠ, નહિ તો આવી રહ્યું, પ્રભુ કેટલું ચેતાવે ?
કેસરિયાં કપડાં કરી.

## ૩૦

હમારા દેશમાં જાતાં હમોને કોઇ ના રોકો ;
હતા મહેમાન એ દિનના, હમોને કોઇ ના રોકો.

હતું પ્રારબ્ધમાં જેવું, બની આવ્યું બધું તેવું ;
હમારું ભોગવ્યું બાકી, હમોને કોઇ ના રોકો.

હવા કંઇ વસ્લની વાતાં ચઢી તમ આંગણે આવ્યા ;
તમે યે યોગ્ય સત્કાર્યા, હવે ઓ બાપુ ! ના રોકો.

તમારાં સૌ ઋણો માંહી હમારા સૌ ઋણો બાળ્યાં ;
તમારા આંગણાં માંહી ઉડાવી ખાખ, ના રોકો.

હમારે જે શિરે બોજો, તમારાં તે જીવન નિરમ્યાં ;
બધો એ બોજ ઉતારી ઉડાવો, ખાક, ના રોકો.

તમોએ ભાવતું દીધું; હમોએ ભાવતું કીધું ;
હમારા ભોગ આપ્યા છે હમેશાં, ના હવે રોકો.

તમારા ભાવની લિજ્જત હજી આ ઉરમાં સાલે ;
તમોને સાલશે એવું, રખે ! તો ના હવે રોકો.

હમારૂં ઉર જે વ્હાલાં ! તમોને મીઠડું ભાવ્યું,
તમારી ભૂમિમાં તો એ મૂકીને જાશું, ના રોકો.

તમોને સોંપશું સંધા ઉતારી અંગના જામા ;
હમો નિર્બંધ વહી જાશું; હમોને ના હવે રોકો.

## ૩૧

સોહમ્ સાધ્યે તને સાહેબ મળશે રે,
ખલકધણીની ખબરો પડશે રે ;
અંતર બાહર બધે એ બહુનામી રે,
એક અચ્યુતે ચિત્ત ઠરશે રે ;
સોહમ્ સાધ્યે તને સાહેબ મળશે રે.

પરવરી રહ્યો પ્રભુ પૃથ્વીને રૂપે રે,
તારૂં સ્થૂલે બન્યું એનું રે ;
જેનું એ તેને દેવું સોંપી સદાનું રે,
ચિંતવન બીજાનું કરે શેનું રે ;
સોહમ્ સાધ્યે તને સાહેબ મળશે રે.

વારી–અનિલરૂપે વિભુ એહ વાધ્યો રે,
રૂધિર પ્રાણ બધું તારૂં રે
એનું છે માટે એને અર્પી તું દે ને રે,
બની જા વ્હાણનો ઉતારૂ રે ;
સોહમ્ સાધ્યે તને સાહેબ મળશે રે.

આગમ–નિગમરૂપે કાગળના આદિથી રે
છપાયો ચોક લોકે આપે રે ;
જડરૂપ–જીવન જાણુ એનું કે તારું રે ?
એનું , તો તું તેને સોંપે રે ;
સોહમ્ સાધ્યે તને સાહેબ મળશે રે.

સચરાચર સઘળું ત્રણ ગુણે સંધાયું રે ,
માલિકના એ ગુણ માને રે ;
તારા યે ગુણ એના , માટે દે એને રે,
નિર્ગુણ પૂરો થઈ જાને રે ;
સોહમ્ સાધ્યે તને સાહેબ મળશે રે.

અજગરવ્રતે રહેવું આનમસ્તી રે ,
હરિઇચ્છા શું હેત કરવું રે ;
તું હી સત્ય એક તું હી અખંડ અરૂપી રે,
સત્ય વિભુ સોહમ્ ઉચ્ચરવું રે ;
સોહમ્ સાધ્યે તને સાહેબ મળશે રે.

## ૨૨

શ્વાસ-ઉશ્વાસે સાધુ ! સોહમ્ સાધો રે ,
અંતર ઉજળા એથી થાશો રે ;
પીંડ–બ્રહ્માંડ કેરી પાર પરિબ્રહ્મ રે ,
ત્યાં તને સીધો લઈ જાશે રે ;
શ્વાસ-ઉશ્વાસે સાધુ ! સોહમ્ સાધો રે.

પ્રભુપરાયણ હવે દિલડાને કરવું રે,
કલના ઉદ્ગતી છોડી દેવી રે;
આવવા ન દેવી પાછી સ્વપ્ને ય એને રે,
છે એ નાગણ કાળી જેવી રે;
શ્વાસ-ઉશ્વાસે સાધુ ! સોહમ્ સાધો રે.

નિશ્ચળ વૃત્તિએ તને નિજાનંદ મળશે રે,
ચંચળ મનને સ્થિર સ્થાપે રે;
એહ અલખને જ્યારે લક્ષમાં લેશે રે,
તુર્ત શમશે ત્રિવિધ તાપે રે;
શ્વાસ-ઉશ્વાસે સાધુ ! સોહમ્ સાધો રે.

ગાઢ સુષુપ્તિ જેવો સંસાર બાધો રે,
સ્વમાં તને શૂન્ય સમજાશે રે;
સારે તુંમાંથી જ્યોતિ ઝળહળ જાગી રે
સચરાચર ભરપૂર ભાસે રે;
શ્વાસ-ઉશ્વાસે સાધુ ! સોહમ્ સાધો રે.

અલખ મળ્યાની બાપુ ! એવી એંધાણી રે,
હુંપણાનું ભાન મૂળે ન આવે રે;
સમરસ શાંતિ એને અંતર બાહર રે,
એકરસ સુરતા જામી જાવે રે;
શ્વાસ-ઉશ્વાસે સાધુ ! સોહમ્ સાધો રે.

સકળાતીતમાં જેણે તાર મિલાવ્યા રે,
તે સહજ સમાધિએ સૂતા રે;

આવાગમનનો ત્રિભુ ફેરો મટાડી રે
સાધુડાં જુગેજુગ જીવ્યાં રે;
શ્વાસ-ઉશ્વાસે સાધુ ! સોહમ્ સાધો રે.

## ૩૨

ભીતર સમૃદ્ધિ અનહદ ભરી, જોવી હોય તો તું જોઇ લે;
ભવની ભાવઠ ભાગશે, અભય અખૂટ એ લેઇ લે;
ભીતર સમૃદ્ધિ અનહદ ભરી.

નહીં ચિરાગ સૂર્યચંદ્રના, નહિ નૂર તારાખજાના;
બહારનું એમાં કંઇ નહીં, એ તો નૂર છે અંતરનાં;
ભીતર સમૃદ્ધિ અનહદ ભરી.

નોબત શીંગી તંબૂર નહિ, નહીં ઉદધિઅવાજે;
સાજ વિનાના સુર તું સુણી લે, અંતરમાં વાજે;
ભીતર સમૃદ્ધિ અનહદ ભરી.

હીરા માણેક નહિ મોતીડાં, નહીં ખનિજ કશું યે;
પૃથ્વીમાં નથી એવું અંતરે જોઇ લે ઝબકે, ઘણું યે;
ભીતર સમૃદ્ધિ અનહદ ભરી.

નહિ પીળું શામળું શ્વેત કે નહિ રંગ વ્યોમ ગુલાબી,
બહારનો રંગ એકે નહીં, જોઇ લે અંતરની જ્યોતિ;
ભીતર સમૃદ્ધિ અનહદ ભરી.

જે જોઇએ તે તુજ આતમમાં, ભૂલે બાહર ના ભમવું;
ત્રિભુવન ગેબી ધુનમાં નિશદિન મસ્ત પડી રહેવું;
ભીતર સમૃદ્ધિ અનહદ ભરી.

## ૩૯

સત્ય મંગળ શબ્દની સાન રે,
વીરા! ધર તું હૃદયમાં ધ્યાન રે,
વ્હાલા! મનથી મમતા મૂકિયે એ જી. ટેક.

બ્રહ્મમાં કલ્પિત કાળ છે રે,
કાળમાં ઇંદ્રાદિક થાય;
મૃગવારીના ઓઘમાં
એમ ચૌદ ભુવન ઉભરાય રે
વ્હાલા! મનથી મમતા મૂકિયે એ જી.

કલ્પિત સૃષ્ટિ બ્રહ્મમાં રે,
કલ્પિત બ્રહ્મા એનો બાપ;
અસંખ્ય અજ એવા થઇ ગયા,
ભરે વેદપુરાણ એ સાખ રે;
વ્હાલા! મનથી મમતા મૂકિયે એ જી.

કલ્પિત સૂર્ય ને ચંદ્ર છે રે,
કલ્પિત તારાઓનાં વૃંદ;
મહાપ્રલયના મેદાનમાં
એનું નિકળતું સુણ્યું નિકંદ રે;
વ્હાલા! મનથી મમતા મૂકિયે એ જી.

વાણી યે કલ્પિત બ્રહ્મમાં રે,
વર્ણન કરશે શું વેદ?
પરાની યે પરા પોહોંચે નહીં,
ક્યાંથી લઇ શકે બુદ્ધિ એ ભેદ રે;
વ્હાલા! મનથી મમતા મૂકિયે એ જી.

અકલ્પિત એક બ્રહ્મ છે રે,
  સ્થિર સ્વરૂપે સદા ય ;
સિદ્ધ કરો એ સમાધિએ,
  સત્ય શબ્દની પકડજો બ્હાંય રે ;
  એ વ્હાલા ! મનથી મમના મૂકિયે એ જી.

## ૨૫

સાધુ ! ભીતરનું સહુ બહાર રે,
સ્થાને સ્થાને એ બ્રહ્મવિહાર રે,
સાધુ ! મનવા એ લહેરે માણતા એ જી. ટેક.

આછું કનક પથરાય આ રે
  જોને ! ભૂમંડળની માંય :
જગનું જીવન એ બને,
  રવિ માંહી એ જ્યોત સદા ય રે ;
  સાધુ ! મનવા એ લહેરે માણતા એ જી.

જોને ! લીલમલીલાં ઝાડવાં રે
  એહ લહરે ઝૂલત ;
પત્રફૂલથી ઝુકી રહ્યાં,
  એ સહુ બીજ ઝીણે સોહે તંત્ર રે ;
  સાધુ ! મનવા એ લહેરે માણતા એ જી.

જોને ! અનિલ શીળો આ પળે રે
  તૃપ્ત સુગંધિત વાય ;
સ્થાને સ્થાન મ્હેકી રહ્યાં,
  રહી સુગંધ સુમનની માંહ્ય રે ;
  સાધુ ! મનવા એ લહેરે માણત. એ જી

જોને ! હલક ભર્યાં ઉછળે રે
અદ્દભુત સુર ગર્જંત ;
ચહુદિશ એ ભેદી વહે,
શબ્દબ્રહ્મે સહુ શબ્દ ઉઠંત રે ;
સાધુ ! મનવા એ લહેરે માણતા એ જી.

તું જગત ને સૃષ્ટિઓ રે
દિશા કાળ કહો જેહ ;
ત્રિગુ અક્ષરે સહુ રમી રહ્યાં.
વસ્તુ અક્ષરાતીત છે એહ રે ;
સાધુ ! મનવા એ લહેરે માણતા એ જી.

## ૩૬

વીરા ! ભીતર બાહર એક રે,
જ્યાં ત્યાં વ્યાપક એક અલેક રે,
વીરા ! એક જ્યોતિનાં અજવાળિયાં એ જી. ટેક.

મોજાંની માળ મહાસાગરે રે
ઉપરા ઉપરી દ્રવંત ;
એકબીજા આથડે-ભળે,
શાંત એ મહીં વારી દીસંત રે ;
વીરા ! એક જ્યોતિનાં અજવાળિયાં એ જી.

જોને ! વાયુની લહરીઓ રે
શીળી ઉન્હી કાંઇ વાય ;
ગર્જે-ઘૂમે વંટોળિયા,
સહુમાં વાયુ તો એક જણાય રે ;
વીરા ! એક જ્યોતિનાં અજવાળિયાં એ જી.

ડોલે તરુવર ઝૂલતાં રે
વિધવિધ ધરીને આકાર ;
કડવાં–મીઠાં, રંગરંગનાં,
એમાં અચ્યુત રસ નિર્વિકાર રે ;
વીરા ! એક જ્યોતિનાં અજવાળિયાં એ જી.

ઉંચાનીચા કાળા પર્વતો રે
ગુફા ખીણ ને ચોગાન ;
ધાર ડુંગર ને ટેકરા,
સહુમાં માટી રહી છે સમાન રે ;
વીરા ! એક જ્યોતિનાં અજવાળિયાં એ જી.

એમ આ બ્રહ્માંડ બહુરૂપી રે
વિધવિધ વપુએ વિલસંત ;
શુદ્ધ બ્રહ્મ ત્રિભુને દિસે
શાંત નિરવધિ નિત્ય દીસંત રે ;
વીરા ! એક જ્યોતિનાં અજવાળિયાં એ જી.

## ૩૭

હું નહિ, તું નહિ, આભ પૃથ્વી એમાં કશું નહીં ;
એ સહુ સુર અમાપ, સાચો માલિક સુરસિંહ.

અભેદ વસ્તુ એક અનુપમ, શિવશક્તિ નહિ કોઇ સત્તા,
દેવદનુજમા વાદ ન એમાં, કાળસ્થાનની ન એહ કથા.

નહિં ઉદધિ સરવર નદીઓ કંઇ, નહિ ઝરણાં આ ઝમઝમતાં,
પવનવહન એમાં નહિ કશું યે, હે મન ! સહુ ખોટી ભ્રમણા.

નહિ તરુવર પર્વત કે પ્રૌઢા, ગગનગુફા મેડી જે ઘૂમતા,
નહિ આકૃતિ, નહિ માપ જ એમાં, હે મન ! સહુ ખોટી ભ્રમણા.

સ્વર્ગ મૃત્યુ પાતાળ નહિ કંઇ, નહિ મંડળ સૂરજગ્રહનાં,
દિશાકાળમાં એ નહિ આવે, હે મન ! સહુ ખોટી ભ્રમણા.

નહીં જ્ઞાની કે જ્ઞાન જ્ઞેય કંઇ, ત્રિપુટિ બધી એ સાવ વૃથા;
અતીત પુરુષ એમાં કેમ ઉતરે? હે મન ! સહુ ખોટી ભ્રમણા.

હું નહિ, તું નહિ, નથી કોઇ યે થયાં થતાં કે થાવાનાં,
અલખ નિરંજન અવધૂત જ્યાં ત્યાં એક અનેકરૂપે રમતા.

# ૩૮

સભર તું ઉરમાં સંધે ભરેલો ભાવ છે બ્રાહ્મી;
મૂકે તું દૃષ્ટિ તારી ત્યાં મળે રસ એ તને બ્રાહ્મી.

પ્રથમ નિજને તું ભૂલી જા, જગતના ભાવમાં ભળી જા;
જગાવી મંત્ર જૂનાને જપી લે જાપ એ બ્રાહ્મી.

ઊંડા આવેગ ઉછળે છે, હણે તું ખંજરે તેને;
ફરી ઉઠે નહીં એ જો, ઉગે તો નૂર એ બ્રાહ્મી.

સૂતાં મંદિર કરી દે સૌ, દશે યે દ્વાર વાશી દે;
ભીડી દે ભોગળો સંધી, નિરખ તો જ્યોત એ બ્રાહ્મી.

મૂકીને બહાર મસ્તાની ભીતરના ભાનમાં રમ તું;
પછી દિલ વશ તને વર્તે, પીઓ રસ તો સદા બ્રાહ્મી.

પ્રથમ એ કાંક ગૂંગળાશે, પછી બસ શાંત થઇ જાશે;
પરમ પાંખે ઉડંતાં એ મળે પીયૂષ તને બ્રાહ્મી.

ત્રિકૂટિ સ્થાન પર તારે જરા, થોભાવવું એને;
અને કર શુદ્ધ ત્યાં સ્નાને, મળે રસ તો તને બ્રાહ્મી.

અહા ! શી બહાર ત્યાં લેવી ગગનના તારલાઓની !
ગભીર શા તેજના ભણૂકા છૂટે ! ત્યાં લે મઝા બ્રાહ્મી.

બજે દુંદુભિ દેવોના, સિતારો સૃષ્ટિના વાગે,
ગભીરા સુર ઉત્પત્તિના, સુણી લે શબ્દ એ બ્રાહ્મી.

પછી બસ ત્યાં ઠરી જાવું, ધીમે લય એહમાં થાવું;
મઝા એ સુખ શું ગાઉં? ત્રિભુ ! લે લ્હેર એ બ્રાહ્મી.

## ૩૧

પરાપારનો ભેદ વ્હાલિડા ! વરણી શકે નહિ વેદ;
અલખ લખ્યામાં કેમ આવશે ?
વ્હાલિડા રે ! શું સમજાવું ?

જોને ! અનંત વ્યોમ અપાર, દશે દિશ અનંત ગંભીર વિસ્તાર;
એને મુઠ્ઠીમાં કોણ સમાવશે ?
વ્હાલિડા રે ! શું સમજાવું ?

જીવનવૃષ્ટિના ઓઘ, વ્હાલિડા ! જીવનવૃષ્ટિના ઓઘ,
જીવપિપિલ કેમ એ માપશે ?
વ્હાલિડા રે ! શું સમજાવું ?

સાત સાયરનાં પૂર ભરછક છલકી જાયે નૂર,
કેમ પંખી ચાંચે પી જશે ?
વ્હાલિડા રે ! શું સમજાવું ?

વિભુ લાગી શબ્દની દોર, વ્હાલિડા ! જામી રહ્યો એકતાર;
કોઈ સુગરાં જન એ પીછશે ;
વ્હાલિડા રે ! શું સમજાવું ?

# ૯૦

વિશ્વંભરનો શંભુ મેળો વ્યોમ તારલા ચકચકતા,
નીચે ઉર્વિ લીલો ગલીચો, સંત જ્યહાં પ્રાવલ ભરતા.

ચંદ્રસૂર્ય બે ચોકીવાળા હરનિશ એ પહેરા ભરતા,
મધુરા પવનો લહેરે લહેરે સ્વચ્છ ભૂમિ સંધી કરતા.

ઝમઝમ શબ્દે પહાડી ઝરણાં નૃત્યગાન મીઠડું કરતાં,
બુલબુલ તાન મિલાવી સાથે લીલામૃત જગમાં ભરતાં.

મોરલીધરની મોરલી જેવા વાંસમાંથી સુર સરસરતા,
નાટારંભ કરે ગોપી સમ નાજુકડી નર્તની લતા.

તરુવર સંધાં મહાવર્તી સમ સાધિ સમાધિ સ્થિર રહ્યાં,
પાંખપાંખમાં ગૂંથી પંખીઓ એ શાંતિ માંહી શમતા..

ઝૂકાવ એમાં જીવન તાહરૂં, શાંતિસિંધુની લહર મંહી,
વિભુ વ્હાલિડા ! જો ખોઈને, પરિગ્રહની વિભૂતિ ત્યંહી

# ૯૧

અમર ભૂમિના સંત ઓલિયા, સંસારથી અવળા રંગો ;
દિવસ મંહી રજની જૂવે, હર્ષમાં જૂવે શોકઅંગો ;
અમર ભૂમિના સંત ઓલિયા.

સંસારસાગર સુખનો લાગે હલાહલ ભરિયો,
મનસુખનાં મોજાં મંહી ઊઠી દુઃખની ઉર્મિઓ ;
અમર ભૂમિના સંત ઓલિયા.

વાજાં વાગે વિધવિધનાં, સુણી, મંગળશબ્દ, એને
રુદન તણા સુર સાંભરે, ગળે અશ્રુઓ નેને;
અમર ભૂમિના સંત ઓલિયા.

અગનપલિતો કરમાં લઇ નિજનું બધું યે પ્રજાળે,
આખ ઉડાવે તેમ અંગમાં શાંતિ અદ્‌ભુત ભાળે;
અમર ભૂમિના સંત ઓલિયા.

એ શાંતિ હદબેહદ ભરી, કાળના માપ ન માપે;
ઉપાડયાં ત્રિભુવન પાવલાં, વધતાં આગે જ આગે;
અમર ભૂમિના સંત ઓલિયા.

## ૪૨

શૂરા સંત કોઇ ચિન્હે બ્રહ્મને, અંતર અહમ્‌પદને ટાળે,
મગન મસ્ત થઇ ફરે ફકીરા, અલખઅખાડામાં મ્હાલે.

બની મોકળા રાગરોગથી બધાં કર્મનાં બી બાળે,
મન-ઇંદ્રિયનો વેગ શમાવી ચંચળ ચિત્તને પરજાળે.

સ્થૂલના રસને ઠેબું મારે, પ્રેમધર્મ હૃદયે પાળે,
શીલસંતોષમાં શૂરાપૂરા, હક બોલે, સત પંથ ચાલે.

અટન કરે નહિ, રહે એકલા, કોઇ શું દિલ ના દિલ ભેળે,
નિર્બંધ યોગી અટંકી એવા નિજાનંદમાં નિત્ય ખેલે.

જપે અજપા જાપ સદા યે, હરખે અનહદમાં ચાલે,
પીએ પ્રેમરસ, ચઢે ખૂમારી, ઉતરે નહિ એ કોઇ કાળે.

તાળી લગાવે ગગનગુફામાં, અધર તખ્ત આસન વાળે,
મહાવર્તી એ સ્વતંત્ર વર્તે, બ્રહ્મદર્શી બ્રહ્મમાં મ્હાલે.

## ૪૩

અલખ નિરંજનનો જૂનો ગગનઅખાડો ;
અચળ મહાયોદ્ધા એમાં અનંત બ્રહ્માંડો ;
અલખ નિરંજનનો.

વ્યાયામ કરતાં ગયા જુગજુગ વીતી ,
નિયમિત અચળ પ્રભુમાં કરતાં પ્રતીતિ ,
અલખ નિરંજનનો.

ડગલે ને ડગલે એને પ્રેમ ઝરે શો !
અનહદ ધુનની શી બહાર મચવતો !
અલખ નિરંજનનો.

એ ધુન સાથે જો જીવ ! ધુન તારી ભેળે ,
જન્મમરણથી તું મુક્ત થાય મેળે ;
અલખ નિરંજનનો.

## ૪૪

નિજ રૂધિરને યજ્ઞ તૃપ્ત કરી ત્રય લોકને ,
સુર સહુ કરીને લગ્ન , શુન્ય ભેદી શૂરા ચઢે.

મારી જ્ઞાનસ્મૃતિ ફરી જાગી ,
આજ બંધ નયન ઉઘડિયાં ;
મારી ગયેલ સમૃદ્ધિ લાધી ,
આજ બંધ નયન ઉઘડિયાં. ટેક

વ્હાલિડા ! લોહબેડી આ મમતાની તોડી
મ્હારી સુરતા બ્રહ્મે જોડી ;
આજ બંધ નયન ઉઘડિયાં.

વ્હાલિડા ! તિમિર ઘોરનાં કાજળ ફૂટ્યાં,
    એમાં હતાં ભૂતડાં ભૂંડાં ;
        આજ બંધ નયન ઉઘડિયાં.

વ્હાલિડા ! અરૂણઆજવાસે ભૂત ગયાં ફીટી,
    મેં તો અમરમંડળી દીઠી ;
        આજ બંધ નયન ઉઘડિયાં.

વ્હાલિડા ! ઘોર અંધ આ વ્યોમ તૂટી પડતું,
    મારે શિરે ખડ્ગ વીંઝતું ;
        આજ બંધ નયન ઉઘડિયાં.

વ્હાલિડા ! એ તો પીયૂષની કરે વૃષ્ટિ,
    રસ અજબ ઝરે કંઇ સૃષ્ટિ ;
        આજ બંધ નયન ઉઘડિયાં.

વ્હાલિડા ! ઘેરા ઘૂવડ ઘૂરકતાં'તાં,
    સૂતી સંધ્યા શુન્ય કરતાં ;
        આજ બંધ નયન ઉઘડિયાં.

વ્હાલિડા ! ઘૂવડ ફીટી કોયલ મસ્ત ગાતી,
    આ ઉરે હલક ન સમાતી ;
        આજ બંધ નયન ઉઘડિયાં.

વ્હાલિડા ! ભરતા વ્યાળો તિમિરમાં ફૂંફાડા,
    એહ મુખથી વરસતી જ્વાળા ;
        આજ બંધ નયન ઉઘડિયાં.

વ્હાલિડા ! વ્યાળ ફીટી બન્યાં એ અમૃતઝરણાં,
    દ્રવે અખંડ બ્રહ્મની કરુણા ;
        આજ બંધ નયન ઉઘડિયાં.

વ્હાલિડા! ધરતી વ્યોમ ન દિશ એકે દીસતી,
કંઇ વનવેલી ન વિલસતી;
આજ બંધ નયન ઉઘડિયાં.

વ્હાલિડા! ડાળી ડાળી સૃષ્ટિની રહી ઝૂલી,
ત્રિભુ બ્રહ્મફૂલે રહી ફૂલી;
આજ બંધ નયન ઉઘડિયાં.

## ૪૫

અનંતતાના અંશ અનંતતામાં ભેળવી
સુરસત્સંગ નિઃશંક હૃદયે વિરલા માણશે.

ભટકતો ફરૂં સદા તું-નામ ઉપરે;
બાતિલ જહાંથી થયો તું-નામ ઉપરે.

લૂંટાવી બાદશાહી, કોડી હાથ ના ગ્રહું;
ફકીર થઇ ફાકા કરૂં તું-નામ ઉપરે.

ખજીના અખૂટ સૂર્યચંદ્રતારાના,
ઉડાવું એની રોશની તું-નામ ઉપરે.

અનિલલહરે ઝૂલતાં આ વિટપ બાલુડાં,
કરૂં અદીઠ આંખથી તું-નામ ઉપરે.

સુમનસુમન ભૃંગ તણી ધુન જામતી,
બજાવું એહ ઘંટડી તું-નામ ઉપરે.

વિહંગના આલાપ વન ગજાવતા મીઠા,
ઉતારૂં એથી આરતી તું-નામ ઉપરે.

અમરાવતીના ગોખ સમો રાજમહેલ આ
એનો હવે હવન કરૂં તું-નામ ઉપરે.

પુનિત ભાવથી ભરેલ સ્વર્ગરૂપવનો
સર્વ એ ઓવારૂં હું તું-નામ ઉપરે.

જલાવું હાડકોઠ રૂધિરથી હોમી હોમી,
આહુતિ અંગની દઉં તું-નામ ઉપરે.

દમબદમ હું લખજાપનેઅ જપી જપી
કુરબાની ત્રિભુની કરૂં તું-નામ ઉપરે.

## ૯૬

જામે માઝમ રાત, સૃષ્ટિ એ શૂન્યમાં શમી;
એમાં અચળ નિવાત રોશની સુર જગાવતો.

દીપક કરે રે, દિલમાં દીપક કરે,
મારો સાધુ દિલમાં દીપક કરે એ જી. ટેક.

મધ્ય રાત્રિના મેદાનમાં રે નવ ખંડ નિજ કરે;
આપે જલાવી જ્યોતને અંતરપડળ હરે:
મારો સાધુ દિલમાં દીપક કરે એ જી.

પહાડી પવન કર્યા પાથરો રે, ઢંક્યો તિમિરદળે;
ઝપટ આવરણ એ દીપને કોઈ દી પાછો ન કરે;
મારો સાધુ દિલમાં દીપક કરે એ જી

ઉડુગણ શશી રવિ ફૂટીને રે છણી સ્નેહ નિજ કરે,
ફૂટ્યા તિમિરે ફૂટી દઇ દીવેલ સભર ભરે ;
મારો સાધુ દિલમાં દીપક કરે એ છ.

કાળ કબાડી કાપિયો રે એની ઝાળે જળે ,
ફૂદડાંઓ વિધવિધ વિશ્વનાં એમાં ઉડતાં બળે ;
મારો સાધુ દિલમાં દીપક કરે એ છ.

ઘટડાં ઉજ્જ્વળાં કરી ગયો , આત્માની જ્યોતિઓ ઝગે ;
ત્રિભુ તલપ બધી બૂઝવી નિત્ય નિત્ય નમણો કરે ;
મારો સાધુ દિલમાં દીપક કરે એ છ.

१

અલખ સુરદરબાર ચિત્તવૃત્તિ નવ સંચરે ;
બંધ થયેલાં બાર કેમ કરે કહે ઉઘડે !

અલખ નિરંજન આવો, મારા દાતા ! દિલમાં દીપક કરાવો રે જી ;
સ્નેહપાત્ર સભર રસ ભરિયું , નેહનીધાંએ પ્રગટાવો ,
મારા દાતા ! દિલમાં દીપક કરાવો રે જી.

આ:ઉરપાત્ર મેં વિરાગઅગનમાં ફરી ફરી જ્વાળે પકાવ્યું રે જી ;
તારા વિરહના અશ્રુરૂધિરે અનહદ પાણી ચઢાવ્યું ,
મારા દાતા ! દિલમાં દીપક કરાવો રે જી.

અહમ્ સાથ સંસ્કારધાતુ લઈ બ્રહ્મએરણે ચઢાવ્યું રે જી ;
જ્ઞાનહથોડે ટીપી ટીપીને અનુપમ પાત્ર બનાવ્યું,
મારા દાતા ! દિલમાં દીપક કરાવો રે જી.

'તું હી તું હી' પોકાર-યંત્ર પર દમ પર દમ લગાવ્યું રે જી ;
સ્વર્ગભુવનના રસાયનોથી ઘસી ઘસી સાફ ઉજાળ્યું,
મારા દાતા ! દિલમાં દીપક કરાવો રે જી.

પરમ શુદ્ધ થયું, સ્થૂલની રેખા એક રજે ,યે નહિ એમાં રે જી ;
ચંદ્ર સૂર્ય ને ગગનતારલા પ્રગટ ઝળકતા જેમાં ,
મારા દાતા ! દિલમાં દીપક કરાવો રે જી.

આવ , આવ , ઓ નયનના તારા ! હૃદયફૂલડે વધાવું રે જી ;
એક નુખતનાં દર્શનમાં ત્રિભુ જન્મોજન્મ મુજ વારું ,
મારા દાતા ! દિલમાં દીપક કરાવો રે જી.

## ૨

વીરા અલખઉપાસી ! આવો, સંત !
દિલની વાતો કરિયે ;
મૂકી મૂકી 'મર્યાદા છોડો તંત',
દિલની વાતો કરિયે. ટેક.

વીરાજી મારા ! બેહદ બ્રહ્મવિલાસો, '
હદમાં રહ્યા દ્રષ્ટિતમાસો ;
સંત ! દિલની વાતો કરિયે.

વીરાજી મારા ! હદમાં નદીઓ સહુ વહેતી,
બેહદ ઉદધિમાં વિલાતી ;
સંત ! દિલની વાતો કરિયે.

વીરાજી ! નદીઓ વર્ષામાં મચ્છ રમાડે,
ઉન્હાળે ત્રાસ પડાવે ;
સંત ! દિલની વાતો કરિયે.

વીરાજી ! ઉદધિ અનંત લહરો એકધારી,
ઋતુકાળ' થકી વહે ન્યારી ;
સંત ! દિલની વાતો કરિયે.

વીરાજી ! નદીઓ પહાડે ખીણે અથડાયે,
એ રંગોએ રગાયે ;
સંત ! દિલની વાતો કરિયે.

વીરાજી ! ખીણો પહાડો સહુ ઉદધિમાં હોયે,
કણ્ લોપી શકે નહિ કો'યે ;
સંત ! દિલની વાતો કરિયે.

વીરાજી ! એવાં સરિત સમાં જળ આજે,
કોઇ કામી અનેક પંથ રાજે ;
સંત ! દિલની વાતો કરિયે

વીરાજી ! અનંત ઉદાર બ્રહ્મરસ દરિયો,
એમાં રમે ત્રિભુ મરજીવો ;
સંત ! દિલની વાતો કરિયે.

૩

અજર પ્યાલો સાધુ ! પ્રેમનો, મારા મનવા ! તું પી જા ;
સમરસ વસ્તુ સભર ભરી, ઝળહળ જ્યોતે જામી જા ;
અજર પ્યાલો સાધુ ! પ્રેમનો.

સૂર્ય ચન્દ્ર બે મેળવી બ્રહ્માંડપ્રાણે ભળી જા ;
ચંચળ ચિત્તને નિશ્ચળ કરી અલક્ષે લક્ષ લઇ જા ;
અજર પ્યાલો સાધુ ! પ્રેમનો.

પ્રગટ છે ઘટમાં એ પ્રભુ, અનહદ કરતો અવાજા ;
બાહર સુર બંધ પાડીને એ અવાજે ભળી જા ;
અજર પ્યાલો સાધુ ! પ્રેમનો.

મમતા બધી યે મૂકી પરી છૂટો વાહિત થઇ જા ;
હું-પદને યે હોમીને શુન્યપારે સીધો જા ;
અજર પ્યાલો સાધુ પ્રેમનો.

નૂરતખતની ઉપરે નિરંજન તેજઅંબારા,
સુરતાનાં ચક્ષુ ખોલીને દિલભર કરી લે દેદારા ;
અજર પ્યાલો સાધુ ! પ્રેમનો.

૯

પ્રભુની પ્રેમધુણીમાં જલાવી મુડદું મારૂં,
ખણીને ખાખ ઉડાવી, રહ્યો આભાસ ના નામે.

ઉભા છે સાક્ષીઓ એના બધા આ વ્યોમના તારા;
ભરે છે સાખ ચમકારા, રહ્યો આભાસ ના નામે.

ભણે આ નેત્ર ભીનાંથી મધુરી લહેર મારૂતની,
હમારા મસ્ત મુર્શીદનો રહ્યો આભાસ ના નામે.

દિશાઓ પૃથ્વીની જૂની ઉરે ઉડાણથી બોધે,
હમોમાં તૃપ્ત હરિજનનો રહ્યો આભાસ ના નામે.

સુણાવે સૃષ્ટિનાં શૃંગો ચઢાવેલી સમાધિથી,
હમો જેવા એ નરવરનો રહ્યો આભાસ ના નામે.

બધાં યે વ્હેળિયાં કૂદી કુંળા કંઇ હાસ્યથી કથતાં,
હમો જેવા વિહારીનો રહ્યો આભાસ ના નામે.

ઉચ્ચારે શાહી આલગની, બધાં વનદેવીનાં ચમનો,
હમોને માણનારાનો રહ્યો આભાસ ના નામે.

હજારો હાથ ઉંચાથી કરી સંજ્ઞા રહ્યો ઉદધિ,
હમારા દોસ્ત હીંકેગનો રહ્યો આભાસ ના નામે.

બધા યે વિશ્વના દેવો ઉચા આલાપથી ગાતા,
હમારા પ્રેમ પુનિતનો રહ્યો આભાસ ના નામે.

હમારા નિશ્ચયો ગાતાં ખસ્યું બોજું ભલે કહેજો;
હમારા લક્ષથી જોતાં રહ્યો આભાસ ના નામે.

७.

પરમ પદ પાવે રે કોઇ પૂરા. ટેક.

જગત ડૂબે નિંદ માંહ્ય, અલખ પુરુષ એક જાગે જી,
એને નયને નિંદ ન હોય, વિલસે અંતરવિરાગે જી;
એ વિરાગે ગળી જતું જ્યારે તુરિયાએ જામે ચિત્ત,
પ્રપંચ સૃષ્ટિની પાર પરિબ્રહ્મ પ્રગટ એક અદ્વૈત;
પરમ પદ પાવે રે કોઇ પૂરા.

બ્રહ્મઅગ્નિની માંહ્ય કલ્પના કર્મ હોમાવે જી,
અહંમ્ પદને ત્યે ગાળી ત્રિવેણીતટ પર જાવે જી;
ચંદ્રામૃતના રસ સરિખડું અદ્‌ભુત તેજ ઉભરાય,
અહં બ્રહ્માસ્મિની સુરતાએ ત્યાં નકલંક પુરુષ ન્હાય;
પરમ પદ પાવે રે કોઇ પૂરા.

ગડગડ ગરજે મેઘ, ઉદધિ ઉઠે અવાજા જી,
ઝાંઝર શીંગી તંબૂર છૂટે એમ છત્રીશ વાજાં જી;
ઝબક ઝબક વિદ્યુત ઝબૂકે, વરસે મોતી અપાર,
તારાસમૃદ્ધિ કાંઇ રંગબેરંગી મારે વ્યોમ ચળકાર;
પરમ પદ પાવે રે કોઇ પૂરા.

ગાઢ તિમિરના ઓઘ ગગનપટ શમતા આવે જી,
સત્ય શબ્દની ધુને ગુરુનાં બાળ શમાવે જી;
શમતાં વેંત સદ્ય સ્વયંજ્યોતિ આપે પ્રગટ થાય,
મરજીવા એ સુરતાએ મળી એકરૂપ સોહાય;
પરમ પદ પાવે રે કોઇ પૂરા.

સત્ય નિરંજન એક ભીતર બાહર સુહાવે જી;
નહીં આદિ, નહિ અંત, મધ્ય નવ કાળ કહાવે જી;
નહીં પાંચ પચ્ચીશ, કે નહિ માયાદિક મંડાણ,
અલખ એક સભર ત્રિભુ ભરિયો, પહોંચે ન મન બુદ્ધિ વાણ;
પરમ પદ પાવે રે કોઈ પૂરા

૮

ખુદાઇ જામ પીવામાં હમોને તો મજા આવી;
અને એ મસ્ત નિશામાં પડી રહેતાં મજા આવી.

બધા યે તારલાઓની ચમકતી રોશની દૈવી
હમારી દ્રષ્ટિમાં જાગી, હમોને તો મજા આવી.

બધી બેહસ્તની ખૂબી ભરીને પોપચાં માંહી
ધીમેથી મીંચતાં તેને હમોને તો મજા આવી.

અને શાં ઉરને કમળે રહ્યાં બ્રહ્માંડ ઉભરાઇ!
લટકતાં સત્યને દોરે! નિરખવામાં મજા આવી.

બધા યે દેવ ને દેવી અને અંતરીક્ષનાં અમરો
પુનિત એ ભાવનાથી કંઇ ખેલ કરતાં મજા આવી.

હમોને અલખના નાદો 'અંહી આવો' બોલાવે ત્યાં;
લહર તો એહ અનહદમાં હમો વહેતાં મજા આવી.

ત્રિવેણીતટ ઉપર જાતાં, પુનિત રસવારિમાં ન્હાતાં,
હમારા અંગ બદલાતાં, થતાં રસરૂપ મજા આવી.

ફરે વિદ્યુત ચમકારા, ને વરસે નૂર એકધારાં,
અખંડ એ તેજઉજિયારા હમો જોતાં મજા આવી.

બધું એ ઘોર પડદામાં ભૂંસાઇને શમી જાતું,
છવાતું ગાઢ અંધારૂં, શમી જાતાં મજા આવી.

અહો ! શી બ્રહ્મની જ્યોત ! અગર રસ શાંત ઉદ્યોત
રહી જાગી ! ભળી એમાં હમોને તો મજા આવી.

૯

બહુનામીનું નામ ન હોય રે ,
જ્યાં ત્યાં અખંડાનંદ એ જોય રે ,
વ્હાલા અવધૂત ! એ નિજ આતમા એ છે. ટેક.

ઝળહળતી જ્યોતિ બધે રે રોશની જામી ભરપૂર ;
અંતર એ માંહી ગળી ગયું , નખશિખ ઝળકી રહ્યું એ નૂર રે,
વ્હાલા અવધૂત ! એ નિજ આતમા એ છે.

નહિ પર્વત, નહિ પૃથ્વિઓ રે, નહિ ચંદા, નહિ કાંઇ સૂર ;
વ્યોમ અનળ વારી નહીં, એ સૌ બ્રહ્મ સનાતન નૂર રે,
વ્હાલા અવધૂત ! એ નિજ આતમા એ છે.

વિષ્ણુ શિવ વિરંચી નહીં રે, તેત્રીશ કોટી નહિ, અન્ય ;
મહત્તત્વ માયા કશું નહીં, એ તો પ્રગટ બ્રહ્મનું ચૈતન્ય રે,
વ્હાલા અવધૂત ! એ નિજ આતમા એ છે.

એમાં ત્રણ અવસ્થા નથી રે, નથી ત્રણ ગુણની કંઇ ગંધ ;
નિત્ય અસંગમાં સંગ શો ? નિત્ય મુક્ત સદા નિર્બંધ રે,
વ્હાલા અવધૂત ! એ નિજ આતમા એ છે.

આગળ પાછળ સહુ દિશે, રે ભીતર બાહર બ્રહ્મ ;
ત્રિભુ સમરસ જ્યાં જૂવે એકાકાર ત્યાં એક અખંડ રે,
વ્હાલા અવધૂત ! એ નિજ આતમા એ છે.

૧૦

હમારી શહેનશાહીમાં ખુદાનો હાથ છે ;
હમારા પાયતખ્તમાં ખુદાનું નૂર છે.

હમારા ચશ્મમાં ખુદાઇ ચંદ્રસૂર્યનું
રહ્યું મિલાવી નૂર સાથ તારલા તણું.

બ્રહ્માંડ આ ભરેલ ભાવ મીઠડા દ્રવે,
હમારૂં ઉર સ્થાન સ્થાન એવું વહે હવે.

તંબુ હમારો વ્યોમ, તખ્ત પૃથ્વી બેસવા,
પવન હમારો દાસ, આપે શીતળી હવા.

મેઘવૃષ્ટિ સૃષ્ટિ હમારીને સીંચતી,
ને દિલસૃષ્ટિ અનુપ રૂપ અજબ ધારતી.

વનરાજી નૂતન નૂતન નૃત્યે ઝૂલતી,
હમારે શિરે ફૂલડાંની ઝડી વર્ષતી.

ઉંચી ગ્રીવાએ પ્હાડ પણ બંદગી કરે,
હમારો દૈવભાવ એના ઉરમાં ઠરે.

શિખર શિખર શૈલનાં શાં ડોકિયાં કરે !
પ્રેમધાર ઝરણુ એનાં નયનથી ઝરે.

હજારો હાથને ઉછાળી સિંધુ જો ! રમે,
ઉદાર એવું દિલ દયાસ્નેહમાં શમે.

ધરૂં છું અંગે અંગ પરમ ઉજ્જ્વળી પ્રભા,
હમારે રોમ રોમ વહે મીઠડી ગજા.

## ૧૧ .

આ તે શું જાગ્યું ઉરે ?
આજ રસમસ્તીમાં ખેલું ;
તારી સબળ* જ્ઞાનની સાને
આજ રસમસ્તીમાં ખેલું. ટેક.

ગુરુજી ! કેસરીકુળનું બિરદ જણાવ્યું,
એના મુખથી તૃણ પડાવ્યું ;
આજ રસમસ્તીમાં ખેલું.

ગુરુજી ! કસ્તુરીમૃગ હું તૃણ સૂંઘતો,
બાહર ચહુદિશ ભમંતો ;
આજ રસમસ્તીમાં ખેલું.

ગુરુજી ! ઉદર ભેદીને મુજને સૂંઘાડી
દિવ્ય કસ્તુરીની વાડી ;
આજ રસમસ્તીમાં ખેલું.

ગુરુજી ! સુગંધભાવે હું ભોગી ભ્રમરસો
કાંઈ કીચડમાં રડવડતો ;
આજ રસમસ્તીમાં ખેલું.

ગુરુજી ! કુંજઘટામાં પાછો મેં મૂક્યો,
કમળવનલહેરે ઝૂક્યો,
આજ રસમસ્તીમાં ખેલું.

ગુરુજી ! મૃગજળ જળ ધારી ધાઈ અકળાતો,
ત્યાં મૂક્યો અગનપલીતો ;
આજ રસમસ્તીમાં ખેલું.

ગુરુજી !, મારૂં અંતર ભેદીને બતાવ્યું
નિર્મળ જળ સુરસરિતાનું ;
આજ રસમસ્તીમાં ખેલું.

ગુરુજી ! ખીલોર બાહરનું, મણિ મેં માની,
કરી ઇચ્છા ઉગ્ર લેવાની ;
આજ રસમસ્તીમાં ખેલું.

ગુરુજી ! ચિંતામણિ હું–દિલડામાં ગોતી
એની દિવ્ય બતાવી જ્યોતિ ;
આજ રસમસ્તીમાં ખેલું.

ગુરુજી ! મુજમાં સર્વસ્વ રહ્યું છે સમાઇ ;
બાહરની બધી ઠગાઇ ;
આજ રસમસ્તીમાં ખેલું.

ગુરુજી ! અંતરસૃષ્ટિની બાહર બધી છાયા ;
ત્રિભુ હવે નહીં જાય વ્હાયા ;
આજ રસમસ્તીમાં ખેલું.

૧૨

ઘેરાં ઘેરાં શાં અભ્રો
આજ ઉપરા ઉપરી પડતાં !
ને ઉર શું ઉર ચાંપીને
આજ એકાકાર સુહાતાં ! ટેક.

વ્હાલિડા ! વ્યોમપૃથ્વી વચ્ચેનો એ મેળો,
એમાં ક્ષણભર દ્રષ્ટિ ભેળો ;
આજ ઉપરા ઉપરી પડતાં,

વ્હાલિડા ! એ મેળાની ધુને આ દેવી
કંઇ વિલસી રહી વનદેવી ;
આજ ઉપરા ઉપરી પડતાં.

વ્હાલિડા ! રવિએ નિજનું બધું યે દીધું ત્યાગી ,
એ મંહી દીવ્ય કાંતિ શમાવી ;
આજ ઉપરા ઉપરી પડતાં.

વ્હાલિડા ! ત્રિવિધ તાપને તરત શમાવે,
એમ ધુનના અનિલ આવે ;
આજ ઉપરા ઉપરી પડતાં.

વ્હાલિડા ! રસથી દ્રવતી સહુ જાયે સરિતા,
લ્હેરંતી ઉર્મિ ધુન પીતાં ;
આજ ઉપરા ઉપરી પડતાં.

વ્હાલિડા ! મોટા મોટા પહાડો એ ધુને
ઉભા ધ્યાન જમાવી શુન્યે ;
આજ ઉપરા ઉપરી પડતાં.

વ્હાલિડા ! ઉદધિઅંતર ધુન ના શમાયે,
શો પળપળ છલકી જાગે !
આજ ઉપરા ઉપરી પડતાં.

વ્હાલિડા ! પૃથ્વી કણુકણ ધુન એ જાગી,
કેવી ઉભી બની અનુરાગી !
આજ ઉપરા ઉપરી પડતાં.

વ્હાલિડા ! પૂર્ણ કળાએ મોર નૃત્ય કરતા,
એ ધુનથી અશ્રુ નીંગળતાં ;
આજ ઉપરા ઉપરી પડતાં.

ગુરુજી ! મારૂં અંતર ભેદીને બતાવ્યું
નિર્મળ જળ સુરસરિતાનું ;
    આજ રસમસ્તીમાં ખેલું.

ગુરુજી ! બીલોર બાહરનું, મણિ મેં માની,
કરી ઇચ્છા ઉગ્ર લેવાની ;
    આજ રસમસ્તીમાં ખેલું.

ગુરુજી ! ચિંતામણિ હું–દિલડામાં ગોતી
એની દિવ્ય બતાવી જ્યોતિ ;
    આજ રસમસ્તીમાં ખેલું.

ગુરુજી ! મુજમાં સર્વસ્વ રહ્યું છે સમાઇ ;
બાહરની બધી ઠગાઇ ;
    આજ રસમસ્તીમાં ખેલું.

ગુરુજી ! અંતરસૃષ્ટિની બાહર બધી છાયા ;
ત્રિભુ હવે નહીં જાય વ્હાયા ;
    આજ રસમસ્તીમાં ખેલું.

૧૨

ઘેરાં ઘેરાં શાં અભ્રો
  આજ ઉપરા ઉપરી પડતાં !
ને ઉર શું ઉર ચાંપીને
    આજ એકાકાર સુહાતાં ! ટેક.

વ્હાલિડા ! વ્યોમપૃથ્વી વચ્ચેનો એ મેળો,
એમાં ક્ષણભર દ્રષ્ટિ ભેળો ;
    આજ ઉપરા ઉપરી પડતાં,

વ્હાલિડા ! એ મેળાની ધુને આ કેવી
કંઇ વિલસી રહી વનદેવી ;
આજ ઉપરા ઉપરી પડતાં.

વ્હાલિડા ! રવિએ નિજનું બધું યે દીધું ત્યાગી ,
એ મ્હી દીધ કાંતિ શમાવી ;
આજ ઉપરા ઉપરી પડતાં.

વ્હાલિડા ! ત્રિવિધ તાપને તરત શમાવે,
એમ ધુનના અનિલ આવે ;
આજ ઉપરા ઉપરી પડતાં.

વ્હાલિડા ! રસથી દ્રવતી સહુ જાયે સરિતા,
લ્હેરંતી ઉર્મિં ધુન પીતાં ;
આજ ઉપરા ઉપરી પડતાં.

વ્હાલિડા ! મોટા મોટા પહાડો એ ધુને
ઉભા ધ્યાન જમાવી શુન્યે ;
આજ ઉપરા ઉપરી પડતાં.

વ્હાલિડા ! ઉદધિઅંતર ધુન ના શમાયે,
શો પળપળ છલકી જાયે !
આજ ઉપરા ઉપરી પડતાં.

વ્હાલિડા ! પૃથ્વી કણકણ ધુન એ જાગી,
કેવી ઉભી બની અનુરાગી !
આજ ઉપરા ઉપરી પડતાં.

વ્હાલિડા ! પૂર્ણ કળાએ મોર નૃત્ય કરતા,
એ ધુનથી અશ્રુ નીગળતાં ;
આજ ઉપરા ઉપરી પડતાં.

વ્હાલિડા ! વન ને કુંજે ને વિટપે ને વેલી,
ભૃંગધુને શી અનહદ હેલી !
આજ ઉપરા ઉપરી પડતાં.

વ્હાલિડા ! ગુરુના શબ્દે દિલધુન એમ ખૂલે,
ત્રિભુ જરામરણ નિજ ભૂલે ;
આજ ઉપરા ઉપરી પડતાં.

## ૧૩

વીજ ચમકે રે મીઠા મેહુલાની માંહ્ય ;
અંબર ગરજે રે, સૃષ્ટિ સ્નેહથી ઉભરાય. ટેક.

રસથી વ્યોમ આ સુહાય, મીઠો મેહુલો છવાય,
અભ્ર અભ્ર કેરે અંગ આનંદ જામે અભંગ,
ને દિગંતો બધા ય પ્રસન્ન શાંત શાં દેખાય !
અંગ મારાં રે ઝૂકે પ્રસન્નતા માંહ્ય ;
વીજ ચમકે રે.

પણે અભ્રોની હાર ગભીર કરતી વિહાર,
ક્ષણમાં નૂતન આકાર ધરે આપથી અપાર,
દેતી ઉલટાવી અંગ, ઉલટપુલટ ધરી રંગ ;
નૂતન રંગે રે અંગ મારાં પલટાય ;
વીજ ચમકે રે.

ઉભી અડોઅડ જો ! એહ, લાગી રમવાની લેહ,
ફૂદડી ફરતી કંઇક બાલ, કંઇક ચૂમતી ગાલ,
કંઇક હસી તાળી લેતી, કંઇક કર્ણગુંજ કહેતી ;
એ ગુંજારે રે ઉરે મસ્તી જાગી જાય ;
વીજ ચમકે રે.

પળમાં એ બધી ભૂંસાય, બીજી પળે નૂતન થાય,
એકએક પલટી જાય, પાછી અલગ અલગ થાય ;
નૂતન નૂતન ભજવી ભાવ લેતી લક્ષ અલક્ષ લ્હાવ ;
એના લ્હાવે રે મન મારૂં ભરમાય ;
વીજ ચમકે રે.

ક્યાંક શ્વેત દુકુળ લાલ, અભ્ર જાંબુ ગુલાલ,
ક્યાંક અભ્ર કૃષ્ણ પીત, નીલરંગ ચકચકિત,
એવા રંગ કંઇ સુહાય, અભ્રદેહ મહીં ઢંકાય ;
એહ નીરખી રે રોમ મારાં પુલકાય ;
વીજ ચમકે રે.

અવિછિન્ન એહ રાસ, જામે અભ્રનો વિલાસ,
કૃષ્ણમૂર્તિ સમી એક બજાવે બંસરી અહાલેક,
ફરતી સુહાગી અભ્રનાર થંભી જાતી વ્રજબાળ ;
ઉર થંભે રે કૃષ્ણમોરલીની માંહ્ય ;
વીજ ચમકે રે.

થંભે ઉદધિનાં અંગ, થંભે સરિતના તરંગ,
ઝાડપાન શૈલશૃંગ થંભે ઉર્વિ અંગાંગ,
જડ ચેતન અંતરિક્ષ દશે જામી જાતી દિશ ;
આત્મ થંભે રે, ઉરે ધ્રુન ના સમાય ;
વીજ ચમકે રે.

પણે દેવતાનાં વૃંદ અભ્રે ઝીલતાં આનંદ,
સ્થિર શાંતિની માંહ્ય ઉરની લહર જામી જાય,
નૂતન ભાવ સહુને એક, સર્વ સ્નેહમાં ગળેલ ;
એહ જોતાં રે સ્નેહઝરણ ફૂટે કાય ;
વીજ ચમકે રે.

મેઘ વ્યોમે ગર્જંત, ધોધ ઉર્વિ ઝીલંત,
ઉઠયાં ગરજી ઝાડપાન સરિત સરવર ચોગાન,
એહ શબ્દે સંસાર વીંધ્યો સારો આરપાર ;
ઉર ગર્જે રે ઊંડા આનંદની માંહ્ય ;
વીજ ચમકે રે.

વ્યોમે વાદળી નર્તંત, કેકી નૃત્ય ભૂ કરંત,
ઉદધિલહર હારોહાર કરે નૃત્ય બેશુમાર,
વાયુ નૃત્ય ભર્યા વાય, નૃત્યે સરિત સરતી જાય ;
અંતર મારૂં રે નાચે સૃષ્ટિનૃત્ય માંહ્ય ;
વીજ ચમકે રે.

આભે અભ્રા અનેક ભેટે સાથ એકમેક,
નીચે સિંધુલહર અગાધ ભેટે એકમેક સાથ,
વચ્ચે અનિલઉર્મિ અનંત એક બીજામાં ભળંત ;
મારા દિલમાં રે ઉર્મિઉર્મિ ભળી જાય ;
વીજ ચમકે રે.

વૃક્ષવૃક્ષ ડાળેડાળ મળે પર્ણપર્ણપાળ,
ચંચેચંચુ, પાંખેપાંખ વિહંગ જોડે શાખેશાખ,
ઝૂલે માળા અંતરિક્ષ, મંહી હીંચે ભીડી પક્ષ ;
મનને માળે રે આત્મા હીંચે બીડી પાંખ ;
વીજ ચમકે રે.

વ્યોમ વિશાળું છવાય, વારિદ એકતાર થાય,
દિશા બધી યે રસરૂપ જ્યાં જ્યાં જોઉં ત્યાં અનુપ,
શાંત ગંભીરા રસ માંહ્ય અનિલવેગ સહુ સમાય ;
ઉરવેગો રે ધીરે ધીરે સ્થિર થાય ;
વીજ ચમકે રે.

જોઉં આભલાંની માંહ્ય શીતળ શાંતિનો જમાવ,
જોઉં આભલાંની પાર, શાંતિનો ત્યાં પારાવાર,
જોઉં જગતનાં વનકુંજ, શાંતિની ત્યાં ગુંજાગુંજ;
આતમ મારે રે એહ શાંતિ શી ઉભરાય!

વીજ ચમકે રે.

૧૯

છાયું મેઘથીં વ્યોમ! ભરપુર જામી રહ્યું શું વ્યોમ!
નીચે મોરલાઓ નાચતા;
વ્હાલિડા રે! શું સમજાવું?

ઝૂલી રહી વનવેલ, ગુફામાં ગાજી રહી છે ઢેલ,
ચોગાને હરિણો લોટતાં;
વ્હાલિડા રે! શું સમજાવું?

સરવર ઉપરે ગાન, રસભર ભમરા કરતા ગાન,
કમળને ઉદરે પોઢતા;
વ્હાલિડા રે! શું સમજાવું?

ડાળે ડાળેથી સુર, પંખીના મધુરસ, ઉડતા સુર,
આનંદની ધુન આલાપતાં;
વ્હાલિડા રે! શું સમજાવું?

ઉંચે મુખ ધેનુનાં વૃંદ ઉભાં જો! એકતાર આનંદ,
રસભર સાથે જીવ જોડતાં;
વ્હાલિડા રે! શું સમજાવું?

ત્રિભુમાં આનંદહેલી વ્હાલિડા! જામી રહી રસરેલ,
હવે છોડી કદી છૂટે નહીં;
વ્હાલિડા રે! શું સમજાવું?

૧૫

થયો મેઘ તૈયાર વરસવા નિજ હૈયાની ધાર,
વિરહી પૃથ્વીને ઠારવા;
વ્હાલિડા રે! શું સમજાવું?

જો ને! પુલકતાં અંગ, વ્હાલિડા! વનવનના રોમરંગ,
એ મેહુલિયાને આલિંગવા;
વ્હાલિડા રે! શું સમજાવું?

પાંખડી પાંખડી ધુન, જાગી એ પુષ્પપુષ્પમાં ધુન;
શાં રસમાં લાગ્યાં ડોલવા!
વ્હાલિડા રે! શું સમજાવું?

મોર કરંતા નૃત્ય, કલાપીની કલા ન વરણી જાય;
પ્રેમાશ્રુ લાગ્યાં ચાલવા;
વ્હાલિડા રે! શું સમજાવું?

ડાળોડાળની માંહ્ય પ્રભુનાં પંખી ભૂલી નિજ ભાન,
જો ને! ઝૂલણે લાગ્યાં ઝૂલવા;
વ્હાલિડા રે! શું સમજાવું?

હરિજન--ચાતક ભાન ભૂલિયા, નિજ સ્વરૂપનું ભાન;
માંડયા ત્રિહુ ગાન ગજાવવા;
વ્હાલિડા રે! શું સમજાવું?

૧૬

થઇ અંતરથી લીન, સૃષ્ટિ આ રસધરમાં શી લીન!
સરોજ–નયન શાં મીંચિયાં!
વ્હાલિડા રે! શું સમજાવું

વનદેવી આ વાર પ્રેમમાં મગ્ન થઇ એકતાર,
શાં અંગોઅંગ નમાવિયાં!
વ્હાલિડા રે! શું સમજાવું?

વિહંગસુરની ધાર ઉંચે સુખ અભિષેક કરતી જાય,
એ ધુને અંતર જમાવિયાં;
વ્હાલિડા રે! શું સમજાવું?

ડોક ઉંચીએ શૈલ પણ જો! ઉભી હારની હાર;
શાં અંતર ઉંચે રોપિયાં!
વ્હાલિડા રે! શું સમજાવું?

અનિલ શાંતિ ભરપૂર અંતરમાં જામી રહી રસપૂર,
લ્હેરંતા મંદ એ ઠરી ગયા;
વ્હાલિડા રે! શું સમજાવું?

સ્થળે સ્થળ મૂકું નેત્ર, રજેરજ ઉર્વિનાં સહુ રોમ
રસભર ત્રિભુ ધુન ધારી રહ્યાં;
વ્હાલિડા રે! શું સમજાવું?

## ૧૭

અચરજ જેવું આજ, નિરખ ને! મેઘાડંબર આજ,
એના દશ દિશ છેડા અડી રહ્યા;
વ્હાલિડા રે! શું સમજાવું?

જોને! નીચે ગોળ ચોગાન, મનહર વિશાળ ગોળ ચોગાન;
એને પર્વત વીંટળાઇ રહ્યા;
વ્હાલિડા રે! શું સમજાવું?

ફેરવ દ્રષ્ટિ ચહુદિશ, આભને ટેકવીને ચહુદિશ
શિખરેશિખરો શોભી રહ્યા ;
વ્હાલિડા રે! શું સમજાવું ?

દિશે દિશે આ ચાપ ઇન્દ્રનાં, શિખરે શિખર શાં ચાપ
કંઇ ભવ્ય ભાવ ભજવી રહ્યાં ;
વ્હાલિડા રે ! શું સમજાવું ?

અહો ! શા રંગબેરંગ, છેડલા ચાપ તણા નવરંગ
શા શિંખરે શિખરે અડી રહ્યા !
વ્હાલિડા રે ! શું સમજાવું ?

એ બ્રહ્મમહેલની બહાર અનુપમ અજબ, ન વરણી જાય ;
ત્રિભુ આહ્લાદે દ્રવી રહ્યા ;
વ્હાલિડા રે ! શું સમજાવું ?

## ૧૮

વળી આરંભ્યો નાદ, મોહુસે પરમ પ્રેમનો નાદ ;
પડઘાઓ દશ દિશ પડી રહ્યા ;
વ્હાલિડા રે! શું સમજાવું ?

અનંત વ્યોમ ઉદાર નિરવધિ શાંતિ ભૂલી આ વાર
જોને ! ઉર એનાં ચમકી રહ્યાં ;
વ્હાલિડા રે ! શું સમજાવું ?

અલખ ગતિના અનિલ, દિગંતોના યાત્રાળુ અનિલ
સ્વચ્છંદ ગતિએ વહી રહ્યા ;
વ્હાલિડા રે ! શું સમજાવું ?

વળી ઉદધિ આ વાર, ઉછાળી જળખોબલા આ વાર
કેવી પ્રેમાંજલિ અર્પી રહ્યા !
વ્હાલિડા રે શું સમજાવું ?

વનદેવીનાં વસ્ત્ર, અહો ! એ નવપલ્લવનાં વસ્ત્ર
પાલવઘેરે ઝૂલી રહ્યાં ;
વ્હાલિડા રે ! શું સમજાવું ?

કુંજકુંજમાં લહેર, બધે યે જામી રહી એ લહેર ;
ત્રિભુ દિવ્યતામાં ડૂબી રહ્યા ;
વ્હાલિડા રે શું સમજાવું ?

૧૯

શી ધ્વનિ તણી બલિહાર ! અહો ! શી સ્નેહશબ્દની ચોટ !
શી સ્નેહાધીન સૃષ્ટિ થઇ !
વ્હાલિડા રે ! શું સમજાવું ?

નદી યે નદીનાં નીર, ઉડંતી જળસાડી યે રૂચીર
શી એમ ને એમ થંભી ગઇ !
વ્હાલિડા રે ! શું સમજાવું ?

તૃણ ખાતી સહુ ધેન, ધરી એ તૃણ મુખ માંહી ધેન
ઉંચે મુખ ધ્વનિ સુણી રહી ;
વ્હાલિડા રે ! શું સમજાવું ?

શૃંગે શૃંગને શીર્ષ, અને સહુ ગુહા ગુહાને મુખ
એ ધ્વનિની હલક હાલી રહી ;
વ્હાલિડા રે ! શું સમજાવું ?

કુંજકુંજમાં મ્હેલ, ધ્વનિના કુસુમકુસુમમાં મ્હેલ !''
શી આનંદધજા ફરકી રહી !
વ્હાલિડા રે ! શું સમજાવું ?

એ પ્રેમાલાપનું ગીત કલાપીને વસ્યું કંઠ ને ચિત્ત ;
ત્રિભુ પ્રેમધુન જામી રહી ;
વ્હાલિડા રે ! શું સમજાવું ?

## ૨૦

જોને ! દ્રવવા માંડ્યો મેઘ, રસનો દ્રવવા માંડ્યો મેઘ ;
એને પૃથ્વી માંડી પી જવા ;
વ્હાલિડા રે ! શું સમજાવું ?

દિલને કરી વિશાળ વરસતાં પ્રેમામૃતનાં બુંદ,
એને ઉરમાં માંડી ઝીલવા ;
વ્હાલિડા રે ! શું સમજાવું ?

કઠણ કાળજું, શ્યામ, શૈલના કાળમીંટના પ્હાણ
એ ઝડીમાં માંડ્યા ભીના થવા ;
વ્હાલિડા રે ! શું સમજાવું ?

વનલક્ષ્મી ગુલજાર ઝીલી એ પર્ણપર્ણમાં ધાર,
માંડી ઘૂંટડે ઘૂંટડે એ પીવા ;
વ્હાલિડા રે ! શું સમજાવું ?

કરમાયેલા છોડ, થઇને લીલા રસના રોપ
નિજ અંતર માંડ્યા હારવા ;
વ્હાલિડા રે ! શું સમજાવું ?

સ્થાન સ્થાન સહુ સૃષ્ટિ, રસસૂકી અતૃપ્ત ઉરની સૃષ્ટિ
મંડી રસધરરસ ઝીલવા ;
વ્હાલિડા રે ! શું સમજાવું ?

## ૨૧

જેમ જેમ વૃષ્ટિ થાય, તેમ તેમ વિરહ અનળની લાહ્ય
આ સૃષ્ટિ માંડી ઉડવા ;
વ્હાલિડા રે ! શું સમજાવું ?

જોને ! અંતરનો બાફ ભૂમિનો ચહુદિશ માંહી છવાય ;
શી વરાળ માંડી ઉડવા !
વ્હાલિડા રે ! શું સમજાવું ?

રણરણ સૂકાં શૂન્ય, ઉડે ત્યાં વરાળનાં એ અભ્ર,
કંઈ ઊંચે ઊંચે નભ ઉડતાં ;
વ્હાલિડા રે ! શું સમજાવું ?

અરણ્ય અરણ્યને અંગ વિરહના ધોવાવા લાગ્યા રંગ ;
નિશ્વાસો લાગ્યા છૂટવા ;
વ્હાલિડા રે ! શું સમજાવું ?

જનવનમાંની જ્વાળ, વિરહના વહ્નિ તણી મહાજ્વાળ,
એના છેલ્લા ભડકા ભભૂકતા ;
વ્હાલિડા રે ! શું સમજાવું ?

બ્રહ્મને રસબ્રહ્માંડ, વ્હાલિડા ! વિરહઅનળ ઉભરાય ;
એને રસવૃષ્ટિએ ઠારિયા ;
વ્હાલિડા રે ! શું સમજાવું ?

## ૨૨

જોને ! વૃષ્ટિના ઓઘ, ધીમે ધીમે ગર્જતા બ્રહ્મના ઓઘ
શી ગહન ગતિથી વરસી રહ્યાં !
વ્હાલિડા રે ! શું સમજાવું ?

પૃથ્વી પુણ્યના મેહ ઝીલે શાં ઉર ખોલીને એહ !
શાં અંગોઅંગ ભીનાં થયાં !
વ્હાલિડા રે ! શું સમજાવું ?

વનવન કેરાં મૂળ ઊંડાં એ ધરતીઉદરમાંનાં મૂળ
એ રસ પીને રૂપ સમારિયાં ;
વ્હાલિડા રે ! શું સમજાવું ?

જડહૈયાના પહાડ, અહો ! ત્યાં રસધરની શી ચોટ !
પત્થરે પત્થર દ્રવી રહ્યા :
વ્હાલિડા રે ! શું સમજાવું ?

સૂકાં રાન વેરાન કરીને રસવૃષ્ટિનું પાન
સુકોમળ શીતળ થઇ રહ્યાં :
વ્હાલિડા રે ! શું સમજાવું ?

હૃદય હૃદયની માંહ્ય અહો ! એ રસધર વ્હાણું વ્હાય ;
ત્રિભુ આનંદઓઘે ગળી ગયા ;
વ્હાલિડા રે ! શું સમજાવું ?

## ૨૩

પડી વૃષ્ટિની ચોટ, અહોહો ! બ્રહ્મવૃષ્ટિની ચોટ,
જોને ! ઝરણાં સ્થળ સ્થળ દોડતાં :
વ્હાલિડા રે ! શું સમજાવું !

જોને ! ભભૂકતી ભોમ વૃષ્ટિમાં દ્રવતી રોમેરોમ,
કંઇ કોટી ફૂવારા ઉડી રહ્યા :
વ્હાલિડા રે ! શું સમજાતું ?

જોને ! શૃંગશૃંગને નેન, ઉચાં એ વ્યોમવાસીને નેન
કંઇ સરિતસ્રોત જાયે વહ્યાં ;
વ્હાલિડા રે ! શું સમજાતું ?

દશ દિશ ગિરિની માળ વૃષ્ટિમાં રહી આભાસે માત્ર ;
ગિરિ એ રસ માંહી ગળી ગયા ;
વ્હાલિડા રે ! શું સમજાતું ?

શબ્દસૃષ્ટિનાં પંખી વૃષ્ટિમાં મૂક થયાં તજી ઝંખ ;
સહુ અંતરમુખ જામી રહ્યાં ;
વ્હાલિડા રે ! શું સમજાતું ?

સકલ વિવિધ સંસાર ડૂબ્યો તે વૃષ્ટિને પારાવાર ;
ત્રિભુ નિજપણું સહુ ભૂલી રહ્યાં ;
વ્હાલિડા રે ! શું સમજાતું ?

૨૪

નહિ દિવસ, નહિ રાત, વૃષ્ટિમાં નહિ ચંદ્ર, નહિ સૂર્ય ;
કાંઇ એકાકાર બધું હોઇ રહ્યું ;
વ્હાલિડા રે ! શું સમજાતું ?

નહિ પૃથ્વિ આકાશ, વૃષ્ટિમાં નહિ કાળ કે સ્થાન ;
એમ એકાકાર જામી રહ્યું ;
વ્હાલિડા રે ! શું સમજાતું ?

નહિ રૂપ, નહિ રંગ, દૃષ્ટિમાં નહિ આકૃતિ, નહિ નામ ;
જડચેતન નવ જાયે કહ્યું ;
વ્હાલિડા રે ! શું સમજાવું ?

ઉપર નીચે બ્હાર દૃષ્ટિમાં ચતુર્દિશ અખંડ એકતાર ;
જ્યાં જોઉં ત્યાં સમરસ છાઇ રહ્યું ;
વ્હાલિડા રે ! શું સમજાવું ?

અહો ! મીંચીને નેન જોઉં હું ભીતરગુફાની માંહ્ય,
એ જ રસે ઉર રમી રહ્યું ;
વ્હાલિડા રે ! શું સમજાવું ?

બ્રહ્મ ભર્યો બ્રહ્માંડ, એક એ પરમ સત્ય પ્રચંડ ;
ત્રિભુ નિજપણું મંહી ગળી ગયું ;
વ્હાલિડા રે ! શું સમજાવું ?

## ૨૫

એક રસિકડી લહેર, અભ્રના મધુર હૃદયની લહેર
વિધવિધ રૂપ ધારી રહી ;
વ્હાલિડા રે ! શું સમજાવું ?

ભર્યાં સરોવર નીર; કુંજમાં વનવન કેરે તીર,
એ લહરે ફૂલમંડલિ ચઢી ;
વ્હાલિડા રે ! શું સમજાવું ?

ગગન ગોળ ચમકાર, મહીના ઉર્ધ્વકંઠ સહુ પહાડ,
'સભા એ લહરે લોટી રહી,
વ્હાલિડા રે ! શું સમજાવું ?

અનંત ગતિના અનિલ, અને એ અનંત સાયરની છોળ,
સહુ ભરતીઓટ ભૂલી રહી ;
વ્હાલિડા રે ! શું સમજાવું ?

ચંદ્રસૂર્યની જ્યોત, અને સહુ દિશાકાળની કુંજ,
એ લહરે સદાની ઝૂલી રહી ;
વ્હાલિડા રે ! શું સમજાવું ?

દિવ્ય ધાર્મિક ભાવ, દિલની ઉદાર દૈવી ઉર્મિ
ત્રિભુ એ લહેર ઝીલી રહી ;
વ્હાલિડા રે ! શું સમજાવું ?

## ૨૬

પીધો પ્રેમરસ પૂર્ણ, પૃથ્વીએ પીધો પ્રેમરસ પૂર્ણ ;
એની તૃષ્ણા તનથી ઉડી ગઇ ;
વ્હાલિડા રે ! શું સમજાવું ?

થયું નિર્મળું આભ, ઊંડું ઊંડું જગતઘેરતું આભ ;
કંઇ ઉદયકળા ઉઘડી રહી ;
વ્હાલિડા રે ! શું સમજાવું ?

જગતે ધર્યું નવરૂપ અજબ આશ્ચર્યવંતું અનુપ ;
સૃષ્ટિ દેવપ્રભા ઓઢી ઉભી ;
વ્હાલિડા રે ! શું સમજાવું ?

પૃથ્વીનો પુલકિત દેહ, લીલમલીલો પૃથ્વીનો પુલકિત દેહ ;
નવી તૃણરાજી ઉપસી રહી ;
વ્હાલિડા રે ! શું સમજાવું ?

અલૌકિક ઉઘડ્યો ઉજાસ, સ્થળ સ્થળ પરમ પ્રગટ્યો પ્રકાશ ;
શી ભવ્ય ભૂરકી ચમકી રહી !
વ્હાલિડા રે ! શું સમજાવું ?

આજ વરસ્યો બ્રહ્માંડ વિશ્વને તૃપ્તિ થઇ અંગાંગ ;
વિભુ આત્મતૃપ્ત ઉભા ત્યંહી ;
વ્હાલિડા રે ! શું સમજાવું ?

૨૭

જોને ! વસુંધરાને મેઘે આજ
પ્યાલો રસનો પાયો ;
એ પીતાં પીંડમાં વાધ્યો પ્રેમ
પરમ ધર્મ દર્શાયો. ટેક.

વ્હાલિડા ! પ્રથમે પૃથ્વી આ ધખતી'તી કેવી !
હુતાશન પ્રગટ્યા જેવી ;
આજ પ્યાલો રસનો પાયો.

વ્હાલિડા ! આજે અમૃત ઉરે ઠવે એને,
ભીતર બાહિર રસ રેલે ;
આજ પ્યાલો રસનો પાયો.

વ્હાલિડા ! રોમે રોમથી અમૃતફોરાં વરસે,
દ્યુતિમંડલ સુમડે ફરકે ;
આજ પ્યાલો રસનો પાયો.

વ્હાલિડા ! ગિરિને શિખરેથી ઉઠતી'તી જ્વાલા,
ત્યાં વહે પીયૂષની ધારા;
આજ પ્યાલો રસનો પાયો.

વ્હાલિડા ! વ્યોમ અગ્નિથી હતું, શું બળેલું !
દીસે શાંત રસે એ ઝૂમેલું ;
આજ પ્યાલો રસનો પાયો.

વ્હાલિડા ! જ્વલંત વહ્નિ જે ફૂંકતો'તો વાયુ.
જાય અમી ન ઉરમાં સમાયું ;
આજ પ્યાલો રસનો પાયો.

વ્હાલિડા ! કુંજેકુંજ જ્યાં ખાખ ઉડતી'તી,
મ્હેંકી રહી કુંજસમૃદ્ધિ ;
આજ પ્યાલો રસનો પાયો.

વ્હાલિડા ! જ્યાં જ્યાં જળતી'તી માનવ દૃષ્ટિ,
ત્યાં દિવ્ય ભાવની વૃષ્ટિ ;
આજ પ્યાલો રસનો પાયો.

વ્હાલિડા ! ઉર્મિ રસ રસ રસવિસ્તાર,
આત્મભવની એકતાર :
આજ પ્યાલો રસનો પાયો.

વ્હાલિડા ! બ્રહ્મરસ બ્રહ્માંડમાં યે નથી માતો,
તોડી પાળો વહે છલકાતો :
આજ પ્યાલો રસનો પાયો.

વ્હાલિડા ! ઉભા દેવો યે, રસસાયરને કાંઠે,
વિભુ વહે એ ઉર્મિ માટે :
આજ પ્યાલો રસનો પાયો.

## ૨૮

લેપ વિનાનું વ્યોમ, વિસ્તર્યું લેપ વિનાનું વ્યોમ,
તેને ઉદરે તારા ઓપતા ;
વ્હાલિડા રે ! શું સમજાવું !

વહે વાયુ નિર્લેપ, પ્રભુના વહે વાયુ નિર્લેપ,
એમાં જગના જીવ સહુ જીવતા ;
વ્હાલિડા રે ! શું સમજાવું ?

ઉભી પર્વતની હાર, સમાધિસ્થ સ્થિર પર્વતની હાર,
એના શિર પર અભ્રો ઝૂલતાં ;
વ્હાલિડા રે ! શું સમજાવું ?

શા વહે ચંદ્રથી ઓઘ, દૂધના લેપ વિનાના ઓઘ !
એ લ્હેરાતાં વન પી જતાં ;
વ્હાલિડા રે ! શું સમજાવું ?

જોને ! લેપ વિનાની પૃથ્વિ, પ્રેમમાં રસભીની આ પૃથ્વિ,
ઉપર લીલાં તૃણ જામતાં ;
વ્હાલિડા રે ! શું સમજાવું ?

નિર્લેપ બ્રહ્મ અગાધ, અખંડાનંદ બ્રહ્મ અગાધ,
ત્રિભુ એમાં બ્રહ્માંડો ભાસતાં ;
વ્હાલિડા રે ! શું સમજાવું ?

## ૨૯

વ્હાલિડા ! શાંતિખોળે રે સૃષ્ટિ આ જો ! ઉંઘી ગઇ ;
અંગોઅંગ એને રે પ્રસન્નતા જામી ગઇ. ટેક.

ઉંચે આભમાં ચંદ્રિકા ને સહુ ઉડુગણુમાળ
સૂતાં આછાં અભ્રકે દિવ્ય સૃષ્ટિનાં બાળ ;
મીઠી અમૃતધારા રે એ અભ્રમાંથી જાયે વહી ;
વ્હાલિડા ! શાંતિખોળે રે.

કરી સમાધિ શંકરે ધરી બ્રહ્મનું ધ્યાન,
ને મંહી વન કૈલાસનાં થયાં શાં અંતરધાન !
વૃક્ષ વેલી છોડે રે પાન એકે હાલે નહીં ;
વ્હાલિડા ! શાંતિખોળે રે.

દશે દિશા ભરી દૃષ્ટિ જો ! દીસે શાંતિ ભરપૂર,
તૃપ્તિ થતાં સહુ અંતરે નિર્મળ વરસે નૂર ;
નખશિખ પીયૂષ રેલ્યું રે હુંમાં ને બ્રહ્માંડ મંહી ;
વ્હાલિડા ! શાંતિખોળે રે.

એ સમાધિની ધૂનમાં મનડું કર મસ્તાન,
અદ્‌ભુત જેવા શબ્દ ત્યાં અનહદ પડશે કાન ;
કોના–ક્યાંથી આવે રે ? શોધે તો ય સૂઝે નહીં ;
વ્હાલિડા ! શાંતિખોળે રે.

એહ શબ્દસરિતે બધાં પૃથ્વિપડ પૂરાય,
ને વ્યોમે શાળી ચંદ્રિકા એહ શબ્દમાં ન્હાય ;
અનિલ અંતર લઇને રે દશે દિશાએ જાયે વહી ;
વ્હાલિડા ! શાંતિખોળે રે.

પંચ તત્વને ઓથ ને ચૌદ ભુવનને મ્હેલ
એહ ધ્વનિની હલકથી અગમ્ય જ્યોત જાગેલ ;

એહ સુરની વાટે રે સંજીવનમંત્રો જાયે વહી ;
વ્હાલિડા ! શાંતિખોળે રે.

શું એ બ્રહ્મના શબ્દનો ફરી થયો અવતાર ?
કે રજની પૂરી થતાં અર્જ ઉઠયા આ વાર ?
બ્રહ્મા સાથે સૃષ્ટિ રે જગાડવાની વેળા થઇ ?
વ્હાલિડા ! શાંતિખોળે રે.

સ્વર્ગ-સ્વર્ગના સત્ત્વનું બન્યું દિસે ધ્વનિઉર,
ગાંધર્વી કે કિન્નરી કે નારદનું નૂર ?
શિવસમાધિ છોડાવા રે કામકળા કે ઉભી થઇ ?
વ્હાલિડા ! શાંતિખોળે રે.

નિશ્ચય કળા એ બ્રહ્મની, સ્થૂલ નયને ન જણાય ;
આંતર ચક્ષુએ જોઇ લ્યો, રસનાં પૂર ઉભરાય ;
સૂતાં જગત જગાડે રે, ત્રિભુ બ્રહ્મામૃત જાયે વહી ;
વ્હાલિડા ! શાંતિખોળે રે.

## ૩૦

જેમ ચંદ્રમાં ચંદ્રની શાંતિ રે,
જેમ સૂર્યમાં સૂર્યની કાંતિ રે,
એમ બ્રહ્મદર્શી રહે બ્રહ્મમાં એ જી. ટેક.

અંતર નિત્ય બ્રહ્મલક્ષમાં, બીજે ક્યાંઇ યે નવ ધાય ;
કાંઇ ન અન્ય નજરે તરે, જ્યારે સકળ બ્રહ્મ સમજાય રે,
એમ બ્રહ્મદર્શી રહે બ્રહ્મમાં એ જી.

દિવસ એને દીસે નહીં, નહિ રજનીનું એને ભાન;
સંધ્યા ઉપા સમજે નહીં, એવું અખંડાનંદનું ધ્યાન રે,
એમ બ્રહ્મદર્શી રહે બ્રહ્મમાં એ ૭.

પૃથ્વિ વ્યોમ પ્રીછે નહીં, નીંદ જાગૃતની નહિ જાણ;
સુષુપ્તિ સ્વપ્ન એને નહીં, એવું ચિન્મય તત્વે તાન રે,
એમ બ્રહ્મદર્શી રહે બ્રહ્મમાં એ ૭.

પ્રાણ પવનની પરવા નહીં, મન ચિંતવનમાં, ન બહાર;
નિજપણાની યે ગમ નહીં, આઠે પહોર બ્રહ્મ એકાકાર રે,
એમ બ્રહ્મદર્શી રહે બ્રહ્મમાં એ ૭.

ભીતર બાહર એ બધે, સમરસ સુહાગી એ સંત;
પ્રભુ એને જઇ વારણે મોંઘી ચરણરજુકા ચૂમંત રે,
એમ બ્રહ્મદર્શી રહે બ્રહ્મમાં એ ૭.

## ૩૧

નેહ નયન આ શું ચંદા આવે!
ભિન્ન ભિન્ન સૃષ્ટિ અભિન્ન બનીને
ગળી જતી એના પુનિત ભાવે;
નેહ નયન આ શું ચંદા આવે!' ટેક.

ચીરા કરાડો કઠોર પહાડો,
વિવર ઊંડાં અને ખાડા ખરાબા,
એવી આ અવની પીયૂષરીણ શી
ઝગાર મારતી સમરસ! સીસા!
નેહ નયન આ શું ચંદા આવે!

ક્ષાર ઉદધિ યે નિજ અંગ ઉછાળી
 ચંદામૃત કેરૂં પાન કરંતો,
ઘડી ઘડી હદ-બેહદને ઓળંગી
 અનહદ નાદની ધુને ચઢંતો !
  નેહ નયન આ શું ચંદા આવે !

ચંચળ ચંડપણું દઈ ત્યાગી
 અનિલઘટા પૂર્ણ તૃપ્ત થઈ શી !
સર્વ દિશામાં શાંતિ પ્રસારી
 પોતે પોતામાં જામી ગઈ શી !
  નેહ નયન આ શું ચંદા આવે !

ઉડુગણવૃંદે ચમક તિમ ત્યાગી
 અંતર ઊંડે સ્થિરતા જમાવી,
નિજનું બધું યે ગાળી દઈને
 અચળ શૂન્યમાં સુરતા મિલાવી !
  નેહ નયન આ શું ચંદા આવે !

નિરવધિ આભ શું ઉજ્જવળ બનિયું !
 અંતર શાંતિ છવાઈ રહી શી !
કજ્જળપણું એનું ક્યાં ગયું ઉડી ?
 દિવ્ય પ્રભા મહીં ઝળકી રહી શી !
  નેહ નયન આ શું ચંદા આવે !

## ૩૨

તારક મંત્ર શું ચંદા સુણાવે !
કુદરત બધી યે બંધ તજીને

નિર્બંધ મુક્તિમાં ઝૂકતી હાવે;
તારક મંત્ર શું ચંદા સુણાવે !

ઊંડી પાતાળ સુધી જડ ઘાલી
પર્વતમાળે હતી એકતારા,
મંત્ર સુણંતાં ઉજ્જવળ બનીને
શૃંગશૃંગે શું મારે ઝગારા !
તારક મંત્ર શું ચંદા સુણાવે !

જો ને ! સરોવરની લહરી લહરી
ઉપરાઉપરી આનંદે ઢળંતી,
ચંદામૃતની દૃષ્ટિ પડંતાં
ચમકી ચમકી શી જાય દ્રવંતી !
તારક મંત્ર શું ચંદા સુણાવે !

ચંદ્રમણિ કેરા જડ પથરાઓ યે
મહાન મંત્રનો મહિમા જણાવે,
નિજના સ્થૂળને ગાળી દ્રવંતાં
વારિબિંદુડાં ટપકે શું હાવે !
તારક મંત્ર શું ચંદા સુણાવે !

પૃથ્વિ પડેલા ચકોર પંખીડાં
મંત્ર તણો ઉચ્ચાર થતામાં
આકાશમાર્ગે પાંખ પ્રસારે
હારની હાર શી મુક્ત દશામાં !
તારક મંત્ર શો ચંદા સુણાવે !

કુણાં કુમુદનાં બંધ હૃદય સહુ
ઉઘડી ઉઘડી એ મંત્રે દ્રવંતાં,

નિજનું ભાન બધું યે, ભૂલી
લહેરંતાં રસપાન કરંતાં ;
તારક મંત્ર શા ચંદ્રા સુણાવે !

## ૩૩

સમદર્શી વહાલા ! ચંદ્ર સુહાવે !
નહિ સુખદુઃખના રાગલાગ મનમાં,
અંતર ઉલટે નહિ અન્ય ભાવે ;
સમદર્શી વહાલા ! ચંદ્ર સુહાવે ! ટેક.

જો ને ! સરોવરે ભૃંગ ભરેલાં
કુમુદો નયનો લોલ ચમકાવે !
શૂન્ય સરોજ દઇ ડોક ઢાળી
જાય બળી સામા દારૂણ દાહે ;
સમદર્શી વહાલા ! ચંદ્ર-સુહાવે !

નૂતન કુસુમાવલિએ વેલી
પાથરી અંગ વધાવતી બાલા ;
ફણીશ ફેલગે મારી ફુંફાડા
નાંખે સમીપે જ્વલંત જ્વાલા ;
સમદર્શી વહાલા ! ચંદ્ર સુહાવે !

કુહુરવે મૃદુ શાંત કોકીલા
ચપળા સન્મુખ ગાન ગજાવે,
ઘૂઘૂરવે ઘૂવડો ઘૂઘવીને
કર્ણ ચીરે કંઇ ભીષણ ભાવે ;
સમદર્શી વહાલા ! ચંદ્ર સુહાવે !

પાંખ પ્રસારી અન્યોઅન્ય નિરખી
ચકોર મસ્ત ઉડે રસલહેરે,
ચક્રવાક પંખીડાં ગરીબ વદને
ઝૂરી ઝૂરી દુઃખદ અશ્રુઓ ખેરે;
સમદર્શી વહાલા! ચંદ્ર સુહાવે!

સરિત લહકે લહરે બિંબને લેઇ
રમતી ભમતી રમાડતી વંદે,
કાળી આંખ ગુહા ઊંડી નાંખી
ત્રિભુ તિમિરની તનયા નીંદે;
સમદર્શી વહાલા! ચંદ્ર સુહાવે!

## ૩૪

અનુપમ યતિ જોને! ચંદ્ર સુહાવે!
અંતરસુખ રહીને સ્વતંત્ર એ
કોઇ નયન શું નયન ના મીલાવે;
અનુપમ યતિ જોને! ચંદ્ર સુહાવે!

જો! આ તારાઓનાં વૃંદ મળી મળી
પ્રેમથી પૂજવા એનાં પદ આવે,
દૂર-દૂરેથી ઝાંખી કરીને
ઉરના ત્રિવિધ તાપ શમાવે;
અનુપમ યતિ જોને! ચંદ્ર સુહાવે!

અર્ઘ્ય સુગંધના અર્પણ કરવા
વાયુ ભરી ભરી અંતર લાવે,

એ યે દૂરથી અર્પી અંજલિઓ
અંગોઅંગ તૃપ્ત ભાવે ઝૂકાવે ;
અનુપમ યતિ જોને ! ચંદ્ર સુહાવે !

ઉદધિ યે કરજોડ ઉછાળી
અદ્‌ભુત ગાનથી સ્તુતિ ભણંતો,
દૂરથી તે યે ચરણ પખાળી
મોંઘું અમૃતપાન કરંતો ;
અનુપમ યતિ જોને ! ચંદ્ર સુહાવે !

વૃક્ષેવૃક્ષ વેલીવેલી બધી યે
પર્ણેપર્ણે શાં વિકસ્યાં ભાવે !
ચંદામૃતને ધારણ કરતાં
દૂરથી નાજુક અંગ નમાવે ;
અનુપમ યતિ જોને ! ચંદ્ર સુહાવે !

કુતૂહલ ભરેલાં ગિરિનાં ય વદનો
એક પરે એક તરવરતાં શાં !
એ પણ દૂરથી ઝાંખી કરીને
ત્રિભુ અંતરની શુદ્ધિ ગ્રહંતાં ;
અનુપમ યતિ જોને ! ચંદ્ર સુહાવે !

## ૩૫

ધાર્મિકપણું વ્હાલા ! ચંદ્ર ધરાવે !
દૂષણ દિલનાં દૂર કરીને
કૈવલ્યપદમાં સ્થિરતા કરાવે ;
ધાર્મિકપણું વ્હાલા ! ચંદ્ર ધરાવે. ટેક.

વ્યોમ ધખંતું આ વાતાવરણે
જગત પ્રલય સમ બાળી મૂકંતું ;
અમૃત અમૃત વરસી સહુ દિશમાં
નિર્મળ શાંતિનું લ્હાણું કરંતું ;
ધાર્મિકપણું વ્હાલા ! ચંદ્ર ધરાવે.

વૃક્ષેવૃક્ષનાં અવયવ ઘસાઇ
દાવાનલનું પ્રત્યક્ષ રૂપ ધારે,
વિટપ વિટપ જો ને ! એક બીજાને
આનંદમાં કંઠેકંઠ લગાવે ;
ધાર્મિકપણું વ્હાલા ! ચંદ્ર ધરાવે.

અગનની શગડી સમું આ ચોગાને
રજરજ ભીષણ દાહ મૂકંતું,
ગે યે હિમની કણિકા સરીખું
જોનારનું કુંળું શયન બનંતું ;
ધાર્મિકપણું વ્હાલા ! ચંદ્ર ધરાવે.

કરમાઇ ખાખ શી વેલની સમૃદ્ધિ,
ભૃંગગાન ભૂંસાઇ ગયું'તું,
નૂતન જીવન આવલિઓ ધારે,
મધૂપનું મધુગાન મચંતું ;
ધાર્મિકપણું વ્હાલા ! ચંદ્ર ધરાવે.

હાંફતાં પશુપંખી બધાં યે
પહોળે મુખે બોમ તડફડતાં શાં !
નિરવધિ શાંતિ માંહી ડૂબી જઇ
ત્રિભુ સ્વરૂપમાં જાગી ગયાં શાં !
ધાર્મિકપણું વ્હાલા ! ચંદ્ર ધરાવે.

## ૩૬

સઞ્જીવનવિદ્યા શી ચંદ્ર ચલાવે !
દ્રષ્ટિ પડંતાં મૃત દેહ સર્વે
અનુપમ નૂતન જીવન પાવે ;
સઞ્જીવનવિદ્યા શી ચંદ્ર ચલાવે ! ટેક.

નિર્જીવ દેહને નાંખી દીધેલા
ઘોર કબ્બર કરી વ્યોમની માંહી,
તેહ તારલિયા દૃષ્ટિ પડંતાં
ઉઠે બધા આભસમાધમાંથી ;
સઞ્જીવનવિદ્યા શી ચંદ્ર ચલાવે !

અનિલ લહરીની નામનિશાની
અવની ઉપરથી ઉડી ગઈ'તી,
દૃષ્ટિ પડંતાં એહ લહરી યે
અદૃશ્ય ઉપજી સુગંધ શી લ્હાતી !
સઞ્જીવનવિદ્યા શી ચંદ્ર ચલાવે !

હાડપીંજરનાં યે ખોખાં વિખાઇ
પહાડો સૂકાં અવયવના પડેલા,
દ્રષ્ટિપાત થતાં બ્રહ્મચંદ્રના
ઝળહળ જ્યોતે શું મારે ઝગારા !
સઞ્જીપનવિદ્યા શી ચંદ્ર ચલાવે !

સ્મશાન સરિખા રેકતરાશિ
ઉન્હી કણુકણુ લ્હાય ભભૂકતા,
સઞ્જીવનદ્રષ્ટિ એક જ અડતાં
રજરજ મારે સપ્રભ ચમકારા ;
સઞ્જીવનવિદ્યા શી ચંદ્ર ચલાવે !

જ્યાં જ્યાં પ્રલયની ઝાળ ઉડતી'તી,
    ત્યાં ત્યાં ચંદ્રની દ્રષ્ટિ સરંતી ;
અમૃતવૃષ્ટિ અતૂલ કરીને
    ત્રિભુ સજીવન ભાવ ભરંતી ;
        સજીવનવિદ્યા શી ચંદ્ર ચલાવે !

## ૩૭

બ્રહ્મરસ ભીનો આ ચંદ્ર ઉગંતાં
કુદરત સ્નેહમાં ગળતી બધી યે,
    નિજાનંદની ઝાંખી કરંતાં ;
        બ્રહ્મરસ ભીનો આ ચંદ્ર ઉગંતાં. ટેક.

આનંદઓથે આ ગગન સુહાવી
    તારાનાં સુમનો વરસી વધાવે,
નિર્મળ નયનો ઉઘાડીને પાછાં
    દિશદિશમાં શો મોહ મચાવે !
        બ્રહ્મરસ ભીનો આ ચંદ્ર ઉગંતાં.

અદ્દ્ભુત ઘોષ આ ઉદધિ ગજાવી
    ઉંચે સુરે સ્તુતિગાન કરંતો,
અનંત વિચિએ નમન નમી નમી
    દ્રવી દ્રવી એને પાયે પડંતો ;
        બ્રહ્મરસ ભીનો આ ચંદ્ર ઉગંતાં.

પૃથ્વી યે શરીર સમારીને રૂપલે
    ચંદ્રની ચાંદની ઝીલી ચૂમંતી,
ઝાંખી કરી કરી વન કેરી વેલી
    એક બીજી સહ મળીને નમંતી ;
        બ્રહ્મરસ ભીનો આ ચંદ્ર ઉગંતાં.

શાંત મુનિ સમા પહાડનાં શિખરો
ઉંચે મુખે ચંદ્રઝાંખી કરંતાં,
ઝમઝમ ઝરણે પ્રેમનાં અશ્રુ
અસ્ખલિત આંખથી એને શ્રવંતાં;
બ્રહ્મરસ ભીનો આ ચંદ્ર ઉગંતાં.

પ્રેમઘેલાં શાં કુમળાં કુમુદડાં
સરવરે લહરે લહરે ઝૂલંતાં!
મુખડે મુખડે શા બ્રહ્મના ભાવો
ત્રિભુ અંતર બ્રહ્મતૃપ્તિ ભરંતાં!
બ્રહ્મરસ ભીનો આ ચંદ્ર ઉગંતાં.

૩૮

આ તે શું જાગ્યું ઉરે!
આજ રસમસ્તીમાં ખેલું;
તારા સબળ જ્ઞાનના સુરે
આજ રસમસ્તીમાં ખેલું. ટેક.

ગુરુજી! લોહબેડી મમતાની નાંખી તોડી,
મારી સુરતા બ્રહ્મે જોડી;
આજ રસમસ્તીમાં ખેલું.

ગુરુજી! પાર્થિવ દુઃખને સ્થાનકે આજે
અદ્‌ભુત આનંદ બિરાજે;
આજ રસમસ્તીમાં ખેલું.

ગુરુજી! મારૂં સ્થૂલ ને સૂક્ષ્મ બધું યે
કંઇ ઉડતું વિકાસ માંહે;
આજ રસમસ્તીમાં ખેલું.

ગુરુજી ! આખા બ્રહ્માંડે સભર ભરાઉં,
તો ય ત્યાં યે નહીં સમાઉં ;
આજ રસમસ્તીમાં ખેલું.

ગુરુજી ! ઉદધિ અનંતતાની ગતીમાં
મારી પૂરી ન માય પ્રતિમા ;
આજ રસમસ્તીમાં ખેલું.

ગુરુજી ! વાતાવરણ આ વિશ્વવિશાળું,
એમાં ન માય દિલ કંઇ મારૂં ;
આજ રસમસ્તીમાં ખેલું.

ગુરુજી ! મહા અંતરીક્ષ માંહી ઉડી જાતો,
ત્યાં પૂરો નથી હું સમાતો ;
આજ રસમસ્તીમાં ખેલું.

ગુરુજી ! અદ્ધર ત્યાંથી હું આભમાં ઉછળતો,
નથી ત્યાં યે હવે હું માતો ;
આજ રસમસ્તીમાં ખેલું.

ગુરુજી ! ત્યાંથી આગે અગોચર મોટું,
ત્યાંની અનંતતામાં ફેલાઉં ;
આજ રસમસ્તીમાં ખેલું.

ગુરુજી ! છૂટે હુમાંથી સૂર્યો ને નક્ષત્રો,
છૂટે અનેક બીજાં તત્વો ;
આજ રસમસ્તીમાં ખેલું.

ગુરુજી ! ઉડુગણવૃંદ આ ચમકે છે કેવાં !
મારામાં ખદ્યોત જેવાં ;
આજ રસમસ્તીમાં ખેલું.

ગુરુજી ! અનંત ઉત્પત્તિ પ્રલય અનંતા,
મારે રોમરોમ ચમકંતા :
આજ રસમસ્તીમાં ખેલું.

ગુરુજી ! હું થી અન્ય ગયો હવે હું ભૂલી,
એવી વસ્તુ લાધી અમૂલી :
આજ રસમસ્તીમાં ખેલું.

ગુરુજી ! કદી ના મનબુદ્ધિએ હું મપાઉં :
ત્રિભુ સ્વરૂપ શે સમજાવું ?
આજ રસમસ્તીમાં ખેલું.

## ૩૯

કોઇ અમરાપુરનો વાસી
રાસ રમે અભયમંડપમાં ;
તેની પ્રભા છચોટ પ્રકાસી,
રાસ નૂતન ઘટોઘટમાં. ટેક.

વ્હાલિડા ! જોને ! નભ માંહી સૂર્યની જ્યોતિ,
તેને અંતર બ્રહ્મવિભૂતિ ;
રાસ રમે અભયમંડપમાં.

વ્હાલિડા ! જોને ! ગભીર આ વ્યોમવિસ્તારા,
અનહદ બ્રહ્મ તેથી અપારા ;
રાસ રમે અભયમંડપમાં.

વ્હાલિડા ! જોને ! અનિલની લહરે લહરે
બ્રહ્મ અમૃતવૃષ્ટિ વેરે ;
રાસ રમે અભયમંડપમાં.

વ્હાલિડા! જોને! નિર્મળ રસ દ્રવે વારી,
ક્ષીરસાગર બ્રહ્મપથારી;
રાસ રમે અભયમંડપમાં.

વ્હાલિડા! ઉર્વિ અદ્ભુત બ્રહ્મે વિલાસે,
સહુ સ્થળમાં સ્વર્ગો ભાસે;
રાસ રમે અભયમંડપમાં.

વ્હાલિડા! જ્યાં જ્યાં દ્રષ્ટિ મૂકો ત્યાં ત્યાં એવું;
દિલભર દર્શન કરી લેવું;
રાસ રમે અભયમંડપમાં.

વ્હાલિડા! દ્દષ્ટિ દર્શન દ્દશ્ય બ્રહ્મસમૃદ્ધિ,
સહુ અળગી કરો ઉપાધિ;
રાસ રમે અભયમંડપમાં.

વ્હાલિડા! દ્દષ્ટિ દર્શન દ્દશ્ય જા ભૂલી,
બ્રહ્મબારી થાશે ખુલ્લી;
રાસ રમે અભયમંડપમાં

વ્હાલિડા! સત્ય સુરતા યે પછી પાવે,
ત્રિભુ જન્મમરણુ ના આવે;
રાસ રમે અભયમંડપમાં.

૪૦

નયણાં ઠરે રે, મારાં નયણાં ઠરે,
દિલભર નિરખતાં મારાં નયણાં ઠરે. ટેક.

સ્થૂલ ઉપાધિ બધી યે નાંખી ઉખેડી, વ્હાલા !
સૂક્ષ્મ રૂપે મારૂં હૈયડું હરે ;
દિલભર નિરખતાં મારાં નયણાં ઠરે.

મનઇંદ્રિયની બધી અગન બૂઝાવી, વ્હાલા !
પ્રેમનાં પીયૂષ અંતરબાહર ઝરે ;
દિલભર નિરખતાં મારાં નયણાં ઠરે.

શ્વાસોઉચ્છ્વાસે મારો રામ રમંતો, વ્હાલા !
ગગનગુફામાં જઇને આસન કરે ;
દિલભર નિરખતાં મારાં નયણાં ઠરે.

સુંવાળાં સુમનના અમને જામા સજાવી, વ્હાલા !
મોરમુગટ મારે માથે ધરે ;
દિલભર નિરખતાં મારાં નયણાં ઠરે.

કંઠે મારે કૃપાનો હાથ લગાવી, વ્હાલા !
કુંજ ગલીમાં આવી અટન કરે ;
દિલભર નિરખતાં મારાં નયણાં ઠરે.

ત્રિભુ તલપ હવે રહી નથી નામે, વ્હાલા !
નેણાંમાં ભરીને તને નિદ્રા કરે ;
દિલભર નિરખતાં મારાં નયણાં ઠરે.

## ૯૧

વિશાળ ઉર તાહરૂં આ વ્યોમમાં વહે ;
સુખ પ્રસન્નતાભર્યું દિગંતમાં વહે.

ચંદનવિટપમાં વહે આમોદ અંગનો,
કલ્પવૃક્ષ માંહિ તારી સાધુતા વહે.

ગભીર ઉદધિને સ્વરે ગંભીર તું--ધ્વનિ,
તારી મોજલહરી એની લહરીએ વહે.

પુનમચંદ્ર માંહિ તારા ભાલનું અમી
ત્રિવિધ તાપને હમેશ ઠારતું વહે.

તારો દૃષ્ટિપાત જોઉં વીજળી મંહી,
પાપઅભ્રમાળ અસીવીજ તું વહે.

વહે છે તારો સ્નેહ અવિચ્છિન્ન ઝરણુમાં,
સુરસરિતમાં પુનિત સત્ત્વ તુજ વહે.

સરોજ માંહિ ઉઘડે મૃદુ તારી આંખડી,
ગુંજારવ તારો ભૃંગગાનમાં વહે.

લીલમનો જામો જડેલ તૃણરાજી આ,
મયૂરપીચ્છે મુગટકળા કેશી જો ! વહે.

શું કહ્યું ? જ્યાં જ્યાં મૂકું હું નૈન માહરાં
તુજ સ્વરૂપ ત્યાં ત્રિભુ ઉદય થઇ વહે.

## ૯૨

હમારાં નેણુાંમાં અળધૂત કરી ગયો વાસો :
કરી ગયો વાસો, નિર્ભય કરી ગયો નિવાસો :
હમારાં નેણુાંમાં અળધૂત. ટેક.

વનવન વૃક્ષેવૃક્ષે જોઉં ઝળકારા,
ચપળાના તુંથી થાયે જગે ચમકારા;
હમારાં નેણાંમાં અળધૂત.

અનિલની લહરે લહરે અવિનાશી આવે,
લટુપટુ ગતિઓ ગાંહલો મનવો મનાવે;
હમારાં નેણાંમાં અળધૂત.

જોઉં વ્યોમ તારેતારા, તેજના અંબારા,
એમાંથી એ ઉરે આવી કરે ઉજીયારા;
હમારાં નેણાંમાં અળધૂત.

ઉદધિ અનંત વિચિઓ લહેરાતો આવી
ઉર્મિ ઉર્મિ ભરી મને ધુન મચાવી;
હમારાં નેણાંમાં અળધૂત.

ભિન્ન ભિન્ન સૃષ્ટિમાંથી ભિન્ન ભિન્ન રૂપે
એનો એ આવી ત્રિભુ ઉરે ઉર ચાંપે;
હમારાં નેણાંમાં અળધૂત.

૮૩

જાગી રહી એ જ્યોત હુંમાં તુંમાં આભમાં,
પૃથ્વીમાં ઓતપ્રોત, બ્રહ્માંડ પાર, બેહદ બધે.

નજરે તરે રે, નકલંક નજરે તરે,
નેણાંભર નજરે તરે,
મારો અળધૂત નકલંક નજરે તરે એ જી. ટેક.

પૃથ્વીના આ પડ મંહી રે, આકાશ અનંત પરે,
તિવ્ર ગતિએ તારલે એનો એ અટન કરે ;
મારો અવધૂત નકલંક નજરે તરે એ ૭.

રસરૂપ થઇને રેલતો રે સરવર સરિતા ભરે,
મેઘાડંબરમાં એ વહી ઝરમર મોતીડાં ઝરે ;
મારો અવધૂત નકલંક નજરે તરે એ ૭.

પહાડે, ઝાડે પુષ્પમાં રે મધુરા મધૂપસ્વરે,
કલ્લોલ કરતાં પંખીમાં ભિન્ન ભિન્ન રૂપ એ ધરે ;
મારો અવધૂત નકલંક નજરે તરે એ ૭.

મંદ શીતળ આ વાયુમાં રે ધીમા ધીમા ચરણો ભરે,
સાથે મંડળી દેવની, મુનિવર સ્તુતિઓ કરે ;
મારો અવધૂત નકલંક નજરે તરે એ ૭.

આંખડલી અમૃત ભરી રે પ્રેમનાં ઝરણાં ઝરે,
બાહરઅંતરમાં બધે હરિજન હેરિયાં કરે ;
મારો અવધૂત નકલંક નજરે તરે એ ૭.

જ્યાં જોઉં ત્યાં એ વિના રે અન્ય ના નજરે તરે,
ત્રિભુ મંગળ ગાઇ એહમાં રસના ઘૂંટડા ભરે ;
મારો અવધૂત નકલંક નજરે તરે એ ૭.

# આ વિરહમાંના ખંડોના ઢાળ

પ્રતિજ્ઞાઃગઝલ, મફાઇલુન મફાઇલુન મફાઇલુન ફઊલ.

મંગળાચરણઃધીરાની કાફી.

વિરાગ

૧ મનને ચઢાવી મેલ્યું ચાકડે રે.
૨ આજ તો લજાણી વહાલાજીને આલિંગન દેતાં.
૩ હરિગીત છંદ.
૪ મનને ચઢાવી મેલ્યું ચાકડે રે.
૫ વસંતતિલકા, આજ તો લજાણી વહાલાજીને આલિંગન દેતાં.
૬ પાપ તારાં પ્રકાશ, જાડેજા !
૭ હરિગીત છંદ.
૮ મનને ચઢાવી મેલ્યું ચાકડે રે.
૯ પાપ તારાં પ્રકાશ, જાડેજા !
૧૦ હરિગીત છંદ.
૧૧ વસંતતિલકા, મનને ચઢાવી મેલ્યું ચાકડે રે.
૧૨ મનને ચઢાવી મેલ્યું ચાકડે રે.
૧૩ પાપ તારાં પ્રકાશ, જાડેજા !
૧૪ સોરઠો, સાધુ ! વો હી બિધ રહેના રામસે એ જી.
૧૫ મનને ચઢાવી મેલ્યું ચાકડે રે.
૧૬ હારગીત છં
૧૭ હરિગીત છંદ.
૧૮ પાપ તારાં પ્રકાશ, જાડેજા !
૧૯ ધીરાની કાફી.
૨૦ પાપ તારાં પ્રકાશ, જાડેજા ! સોરઠા.

વિરહ

૧ ગઝલ, મુસ્તફઇલુન મુસ્તફઇલુન મુસ્તફઇલુન ફે.
૨ આ નવતેરી નગરીમાં ચોર ચોરી કરે છે છાના
૩ શાર્દૂલવિક્રીડિત, સોરઠા.
૪ મનને ચઢાવી મેલ્યું ચાકડે રે, સોરઠો.
૫ ગઝલ, મફાઇલુન મફાઇલુન મફાઇલુન ફઉલ.
૬ સોરઠા.
૭ ગઝલ, મફાઇલુન મફાઇલુન મફાઇલુન ફઉલ.
૮ કહો કરૂં ! મન સ્થિર નહિ રહેવે.
૯ વસંતતિલકા, આ નવતેરી નગરીમાં.
૧૦ સોરઠો, અતિત એ બોલે–એ બોલે.
૧૧ ગઝલ, મફાઇલુન મફાઇલુન મફાઇલુન ફઉલ.
૧૨ સોરઠો, રાસા હદ–બેહદના.
૧૩ સોરઠો, રાસા હદ–બેહદના.
૧૪ સોરઠો, વારૂં મારા વીરા રે ! સંગ ન કરીએ નીચનો એ છ.
૧૫ સોરઠો, ગઝલ, મફાઇલુન મફાઇલુન મફાઇલુન મફાઇલુન
૧૬ સોરઠા.
૧૭ ગઝલ, મુસ્તફઇલુન મુસ્તફઇલુન મુસ્તફઇલુન ફે.
૧૮ ગઝલ, મફાઇલુન મફાઇલુન મફાઇલુન મફાઇલુન.
૧૯ વારૂં મારા વીરા રે ! સંગ ન કરીએ નીચનો એ છ.
૨૦ સોરઠા.
૨૧ સારંગ.
૨૨ રાસા હદ–બેહદના.
૨૩ ગઝલ, મફાઇલુન મફાઇલુન મફાઇલુન મફાઇલુન.
૨૪ હરિગીત છંદ.
૨૫ સોરઠા.

૫૨ ગઝલ, મફાઇલુન મફાઇલુન મફાઇલુન ફઊલ.
પ્રકાશ

૧ ગઝલ, મફાઇલુન મફાઇલુન મફાઇલુન ફઊલ.
૨ સાધુ ! વો હી બિધ રહેના રામસે એ છ.
૩ ગઝલ, મુફતઇલુન મુફતઇલુન મુફતઇલુન ફે.
૪ આજ તો લજાણી વહાલાજીને આલિંગન દેતાં.
૫ ગઝલ મુસ્તફ્ઇલુન મફાયલતુન ફએલુન ફઅલુન
૬ ગઝલ, મફાઇલુન મફાઇલુન મફાઇલુન મફાઇલુન.
૭ ધીરાની કાફી.
૮ સાધુ ! વો હી બિધ રહેના રામસે એ છ.
૯ સાધુ ! વો હી બિધ રહેના રામસે એ છ.
૧૦ સાધુ ! વો હી બિધ રહેના રામસે એ છ.
૧૧ સાધુ ! વો હી બિધ રહેના રામસે એ છ.
૧૨ સાધુ ! વો હી બિધ રહેના રામસે એ છ.
૧૩ ગુરુ ! મેં બન ગયા રે ફકીર છ.
૧૪ ગઝલ, મફાઇલુન મફાઇલુન મફાઇલુન ફઊલ.
૧૫ ધીરાની કાફી.
૧૬ આજ તો લજાણી વહાલાજીને આલિંગન દેતાં.
૧૭ ગઝલ, મફાઇલુન મફાઇલુન મફાઇલુન ફઊલ.
૧૮ ગુરુ ! મેં બન ગયા રે ફકીર છ.
૧૯ ગુરુ ! મે બન ગયા રે ફકીર છ.
૨૦ ગુરુ ! મે બન ગયા રે ફકીર છ.
૨૧ ગુરુ ! મેં બન ગયા રે ફકીર છ.
૨૨ ગઝલ, મુફતઇલુન મુફતઇલુન મુફતઇલુન ફે.
૨૩ ધીરાની કાફી

૨૪ સોરઠો, ધીરાની કાફી.
૨૫ ગઝલ, મફાઇલુન મફાઇલુન મફાઇલુન મફાઇલુન.
૨૬ સોરઠા.
૨૭ સોરઠો, મનને ચઢાવી મૂક્યું ચાકડે રે.
૨૮ રાસા હદ-બેહદના.
૨૯ રાસા હદ-બેહદના.
૩૦ ગઝલ, મફાઇલુન મફાઇલુન મફાઇલુન મફાઇલુન
૩૧ મનને ચઢાવી મૂક્યું ચાકડે રે.
૩૨ મનને ચઢાવી મૂક્યું ચાકડે રે.
૩૩ રાસા હદ-બેહદના.
૩૪ સાધુ ! વો હી બિધ રહેના રામસે એ જી.
૩૫ સાધુ ! વો હી બિધ રહેના રામસે એ જી.
૩૬ સાધુ ! વો હી બિધ રહેના રામસે એ જી.
૩૭ સોરઠો, લાવણી.
૩૮ ગઝલ, મફાઇલુન મફાઇલુન મફાઇલુન મફાઇલુન
૩૯ પાપ તારાં પ્રકાશ, જાડેજા !
૪૦ લાવણી.
૪૧ રાસા હદ-બેહદના.
૪૨ લાવણી.
૪૩ આજ તો લજાણી વાલાજીને આલિંગન દેતાં.
૪૪ સોરઠો, જેણે પ્રીત્યું કીધી.
૪૫ સોરઠો, ગઝલ, મફાઇલુન મફાઇલુન મફાઇલુન ફઊલ
૪૬ સોરઠો, ભજન.

આનંદ

૧ સોરઠો, કહા કરૂં ! મન સ્થિર નહિ રહેવે.

૨ જેણે પ્રીત્યું કીધી.

૩ રાસા હદ-બેહદના.

૪ રાસા હદ-બેહદના.

૫ સોરઠો, ભજન.

૬ ગઝલ, મફાઇલુન મફાઇલુન મફાઇલુન મફાઇલુન.

૭ ખંજરી વાગી રે ખંડ મ્હાંય.

૮ ગઝલ, મફાઇલુન મફાઇલુન મફાઇલુન મફાઇલુન.

૯ સાધું ! વો હી બિધ રહેના રામસે એ જી.

૧૦ ગઝલ, મફાઇલુન મફાઇલુન મફાઇલુન ફઉલ.

૧૧ જેણે પ્રીત્યું કીધી.

૧૨ જેણે પ્રીત્યું કીધી.

૧૩ સારંગ.

૧૪ પાપ તારાં પ્રકાશ, જાડેજા !

૧૫ પાપ તારાં પ્રકાશ, જાડેજા !

૧૬ પાપ તારાં પ્રકાશ, જાડેજા !

૧૭ પાપ તારાં પ્રકાશ, જાડેજા !

૧૮ પાપ તારાં પ્રકાશ, જાડેજા !

૧૯ પાપ તારાં પ્રકાશ, જાડેજા !

૨૦ પાપ તારાં પ્રકાશ, જાડેજા !

૨૧ પાપ તારાં પ્રકાશ, જાડેજા !

૨૨ પાપ તારાં પ્રકાશ, જાડેજા !

૨૩ પાપ તારાં પ્રકાશ, જાડેજા !

૨૪ પાપ તારાં પ્રકાશ, જાડેજા !

૨૫ પાપ તારાં પ્રકાશ, જાડેજા !

૨૬ પાપ તારાં પ્રકાશ, જાડેજા !

૨૭ જેણે પ્રીત્યું કીધી.

## કવિ ત્રિભુવન પ્રેમશંકરનાં બીજાં છપાયેલાં પુસ્તકો

---

૧. વિભાવરીસ્વપ્નઃ પ્રેમનું સ્વરૂપ સમજાવતું અલૌકિક દશાનું એક કાવ્યં.

૨. સ્વરૂપપુષ્પાંજલિઃ બ્રહ્મ, માયા અને ગુરૂગમ્ય અગમ્ય વાતો વિષયનાં ભજનોનો સમૂદાય.

---

મુખ્ય એજન્ટઃ—

માસ્તર લક્ષ્મીચંદ ઉત્તમચંદની કંપની,
પુસ્તકો વેચનાર ને પ્રસિદ્ધ કરનાર,
રાજકોટ પુરા.

## ❑ મુકેશ જોષી

કાળમીંઢ પથ્થર પર માથું પછાડતાં
　　　　કોઈએ ખમ્મા કહ્યું જ નહીં હોય ?
　　　　લાગે છે, દરિયાને મા નહીં હોય.

નહીંતર શું કામ એ વાદળ બનીને
　　　　આભ મહીં આમ તેમ રખડે
'ક્યાંય મારી મા નથી' જાણ્યા પછી
　　　　એના ડૂસકાંઓ ઝાપટામાં દદડે
દરિયાને નહીં મળતી-માના આશીર્વાદ
　　　　આપણને ચોમાસું ઋતુ મળી હોય...
　　　　લાગે છે દરિયાને મા નહીં હોય

દૂધ નહીં પાણી પીવડાવી પીવડાવીને
　　　　મોટો કર્યો છે એને કોઈએ
રેતીને વળગીને રોજ કહે દરિયો :
　　　　આપણેય મા હોવી જોઈએ
સાસુનું દુઃખ નથી જાણીને નદીઓએ
　　　　એ બાજુ હોંશભેર દોટ મૂકી હોય...
　　　　લાગે છે, દરિયાને મા નહીં હોય



